25/5/1926.
126.
Reg No. 842

# યુવકરાજ

“ કાળીના ત્રાણ ”




પાનું ૬૯ “કેમ ?” તે કુંવરીની અતિ નિકટ જઇ ઉભો: “શું?”
“અત્યાર સુધી મુગા કેમ હતા?” બાલિકા બોલી.

૦-૧૦-૦ કી “ સ્વદેશ ” માસિક ( ભેટ )

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

સતીતારામતીવાર્તામાં સચિત્ર 0-10-0
કોણચાલાક? સચિત્ર 0-10-0
ખુનીની ખોપરી .. 0-8-0
વિષનો વરસાદ ... 0-8-0
પાપનું પડીકું ... 0-8-0
જગતનો જાદુગર ... 0-8-0
શવાશેરની શોધમાં ...0-8-0
ડોક્ટર દૈત્ય ... 0-8-0
કપટ સીંહ ... 0-6-0
ભેદી મુડદું .. 0--0
સોળવરસની સતી ...0-8-0
મેના શેઠાણી 0-6-0
સતિ તેજબા 0-6-0
બરાસ કસ્તુરી 0-8-0
ગજરામારૂ 0-8-0
સદેવંતઅનેસાવલીંગા -8-0
ગુલબંકાવલી 0-8-0
બત્રીસ પુતળી સંપુર્ણ 2-8-0
સાડાત્રણ ભાઇબંધ 0-8-0
ભયંકર ભુતાવળી 0 6-0
ડીટેકટીવ કે દેવ ? 0-8-0
ભજનસાગર 0-8-0
ભજન ભંડાર 0-8-0
કૃષ્ણ સુદામા સચિત્ર 0-10-0
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઇથી શીખવાનું સાધનકી.1-8-0
સચિત્ર કોકશાસ્ત્ર કી. 1-8-0
હુન્નર પ્રકાશ કી. 2-0-0
રસીક ધોળ પદ કી. 1-4-0
શુદ્ધ કાવ્ય દોહન1 થી 5 ભાગ કી. 2-0-0
સુડા બહોતેરી કી. 2-0-0
ગીરધરકૃતરામાયણકી. 3-0-0
તુલસી કૃતરામાયણકી.6-0-0
પૈસા કેમ કમાવા ? વ્યાપારી તાલીમ શીખવનારૂ સર્વોત્તમ પુસ્તક 1-8-0
સ્વામીદયાનંદનું જીવન ચરિત્ર કી 2-0-0
નઝીર કી. 1-0-0
પંચીકરણ કી. 2-0-0
મોટી ગાયનમાળા બાર ભાગ કી. 0-12 0
" " આઠ ભાગ કી. 0 8-0
" " છ ભાગ કી. 0-4-0
મહાભારથ વલ્લભ વ્યાસનું કી. 6-0-0
વિવેકાનંદનુ જીવન ચરિત્ર સચીત્ર કી. 3-4-0
સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર 2-8-0

तत्सत परमात्मने नमः

વીર રસથી ઉછળતી રસિક વાર્ત્તા.

# યુવકરાજ

: લેખક :

'મંગળ'

–તે–


શ્રી૦ શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.

[ સુમારે બે ડઝન નૉવેલોના કર્ત્તા. ]



: પ્રકાશક :

રણછોડલાલ મોતીલાલ શાહ

રાચીરોડ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦ } મૂલ્ય: –૮–૦ { સંવત્ ૧૯૮૨ સને ૧૯૨૬

# સમર્પણ !

સૌજન્ય સુધાસાગર

મુરબ્બી મિત્રવર્ય

શ્રીયુત

આપણી અત્યંત આદર્શ ગાઢ મૈત્રીના સુંદર
સ્મરણ ચિહ્ન તરીકે આ ત્રીસમી વૃત્તિ
આપને અર્પણ કરતાં મનોવર્ણના-
તીત આનંદ થાય છે.

લી૦

આપનો ન્હાનો ભાઈ.!

સચિત્ર મીરાંબાઈ ૧ લો ૦-૧૦
,, ,, ૨ જો ૦-૧૦
સચિત્ર મદાલસા ચરિત્ર ૦-૧૨
સચિત્ર ડાકુની દીકરી ૦-૮
પ્રપંચી પતિવ્રતા યાને
ભોળો ભરથાર ૦-૪
ડાહ્યો કે દીવાનો ૦-૩
સચિત્ર મહા સતી દમયંતી ૦-૬
શ્રી સતિસુલસા સચિત્ર ૦-૪
ખુબ સુરત ગાયનો ૦-૬
બાદશાહ બીરબલ ૦-૮
લાલ દીવો ૦-૮
પવિત્ર કુમાર સચિત્ર ૦-૧૦
ખુબસુરત બલા ૦-૧૪
સચિત્ર સત્યવાન સાવિત્રી ને
સિદ્ધરાજ અને જસમા ઓડણ ૦-૮
ભયંકર ભુતાવલીનો
ગેબી ચમત્કાર ૦-૮
સચિત્ર સત્સંગ ભજનાવલી
ગ્લેજ કાગળ-પાકુ પુંઠું
સોનેરી બાયન્ડીંગ, ૧-૮
ઓખાહરણ ૦-૬
એકાદશીની કથા ૧-૬
સચિત્ર રામલીલા ભા.૧લો ૦-૧૦
,, ,, ૨ જો. ૦-૧૦
બે ભાગ ભેગા ૧-૪

સચિત્ર મોટું તુલસીકૃત
રામાયણ ૬-૦
ગીરધર કૃત રામાયણ ૪-૦
શુદ્ધ કાવ્ય દોહન ૧-૫ ભાગ ૧-૮
સુરા બહેનેરી ૧-૮
ગુજરાતી ભાષાનું પંચીકરણ ૧-૮
શોભના યાને સુધામય
સંસાર ૦-૬
સચિત્ર પિચાશ પ્રતિમા યાને
ભક્ષક કે રક્ષક ? ૦-૮
ચંડીપાઠ સટીક ૧-૧૨
પંચરત્ન ગીતા ૧-૨
સચિત્ર સત્યનારાયણની કથા ૦-૪
(બે ચિત્રો સાથે)
પ્રિતમની વાણી ૦-૧૨
બૃહત્ ઇંદ્રજાળ ૦-૧૨
એકાદશીની કથા પાનાં ૧-૮
,, ચોપડી ૦-૨
ગરૂડ પુરાણ પાનામાં ૨-૦
ગરૂડ પુરાણ (ગુજરાતીમાં) ૦-૧૨
અષ્ટાધ્યાયી રૂદરી સટીક ૦-૧૨
જાદુઈ ફાનસ ૦-૮
સુવાસીની સરલા ૦-૧૨

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ**
પુસ્તકો વેચનાર-અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ વાર્ત્તા મ્હેં લખવા માંડી ત્યારે કલ્પના પણ નહતી કે તે આમ અત્યંત ત્વરાથી પુર્ણ કરવાનો મ્હારાપર દાબ આવી પડશે. એકજ પ્રકરણ લખ્યા પછી હું મગજના દુઃખાવાથી બિમાર થયો. લેખન-વાંચન તરફ ધ્યાન નહિ આપવાની ડૉકટરની સલાહ મળી ને તે મુજબ માગે એ શોખનો સોદો મ્હેં બે ચાર દિવસ બંધપણ રાખેલો; પણ ત્યાંતો સુરતના એક મિત્ર બુકસેલરના વાર્તાનાં મેટર ત્વરાથી-ઘણીજ ત્વરાથી મોકલાવવાના ડઝન એક પત્રો આવી પડયા. દુઃખતે મગજે પણ લખવાના શોખને શરૂ કર્યો, ને વાર્ત્તાનું વણું બન્યું તેટલી સુંદરતાથી સંપૂર્ણ કરવામાં હું સફળ થયો.

નીચ પુરૂષોની ખૂનરેજી કરવા જેટલી નીચ અધમતા, તીખી કરગેટીમાંથી ઉમીર્ણ થનારી કુમારિકાની શિયળ પ્રિયતામાટે આત્મહત્યા કરવા જેટલી વીરતા, મદનના ઘેરા રંગથી રંગાયલી કન્યાની વિષયી લાલસાને તૃપ્ત કરવાના હેતુથી પાપના પંથપળી કુળને કલંકિત કરવાની કામાંધતા, આપત્ત્યની ઈર્ષ્યાગ્નિમાં હોમાતા સન્તાનો, પાપનો અપરાધ નિર્દોષ ઉપર ઢોળી પાડવાની કુટિલ કામિનીની ક્રૂરતા, રાજકુટુમ્બને છિન્ન ભિન્ન થઇ જવાની દુઃખદ સમયની પ્રાપ્તિ, કુદરતની કૃપાથી યુવકરાજને તેના કાકાનું આકસ્મિક રીતે રાજ્ય મળવું, રાણીનું કફોડી દશામાં વનવગડે ભટકી જીવન વીતાવવાના કઠિન કાળમાંથી પસાર થવું, પવિત્ર પ્રેમના તંતુથી બંધાયલી પરમાત્માની પુતળીની પ્રણયભક્તિ, મહાકાળીને ભોગ ધરાતી કુસુમ

કન્યાકળીને ક્ષત્રિય નરેશની અણધારી સ્હાય, અને અંતે યુવકરાજ કેવી રીતે વેરની વસુલાત લેછે, અનેક ખૂનો કરનાર મહાપાપીની ચીનો શુ દશા થાય છે, સત્યનો જય અને પાપનો પરાજય થતાં વાંચનાર ઉપર તેની સુંદર છાપ કેવી પડી શકે ઇત્યાદિ ઇત્યાદિ વિષયોનું વર્ણન આવાર્તામાં ઘણીજ આબેહૂબ રીતે આલેખવામાં આવ્યું છે. સંકલના સુયોજિત હોઇ તેમજ ભાષા શૈલી મધુર, સુંદર, ચીજો હૃદયભેદક હોઇ વાંચનારને નવરસમાં તરબોળ કરે એમ માનવાને આશા રહે છે.

ને છતાંય તેમાં દોષો હશે–અસિકતાપણુ હશે, પરંતુ જે રસજ્ઞ છે–સુરી છે, તે દોષ જોવાને બદલે જેટલું સુંદર જણાય તેટલું ગ્રહણ કરે છે. તે લેખકનો દોષ જોવા કરતાં તેની કૃતિના ક્ષેત્રને ઘણીજ ઝીણવટ પૂર્વક અવલોકે છે. તે જાણે છે કે નિર્દોષ કેવળ એક પરમાત્મ.જ હોઇ શકે.

| | |
|---|---|
| મંગલભુવન<br>વાંટાવદર—કાઠિયાવાડ. | લી૦ ગ્રંથકર્ત્તા.<br>**શિવલાલ ત્રિભુવન મંગળ.**<br>**વાંટાવદરકર.** |

××× બુકસેલર મહાશની ઇચ્છા, આ આખી વાર્ત્તાને કકડે છપાવવાની થતાં તેના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. ચાર કકડે તે પૂર્ણ થશે. તેમના નામ આ......(૧) 'યુવકરાજ.' (૨) 'દીવાન.' (૩) 'દુઃખનો ડુંગર.' (૪) 'કનક–કુન્દ.' —**લેખક.**



# યુવકરાજ

## પ્રકરણ પહેલું.

### પંચશરના પાપ.

" વાયુ, નીમળ વારિ, વૃક્ષ ફળનુ નિત્યે કરી ભક્ષણ,
" વિશ્વામિત્ર પરાશરાદિ કરતાં દેહાત્મનું રક્ષણ;
" તોયે સુંદર સુંદરી નીરખતાં અંધા થયેલા ક્ષણ;
" તો પાપો કયમ ના કરે નિજ કરે કામાંધ વિચક્ષણ ?"

—મંગલ.




રમી રાત્રિ છે. અંધકાર પ્રવર્તે છે. તારલા ચમકે છે. વાતાવરણમાંથી ભય નીતરે છે. સમીર લહરિમન્દ છે. સઘળું શાન્ત છે; ને પૃથ્વી પટ પર રાત્રિના જીવો રાજ રસ્તા પર આમ તેમ આથડે છે. અંધકારના ઓથા તળે અધમ કાર્યો કર્યે જાય છે. કોઈ પંચશરની પ્રબળ મસ્તીમાં ઉન્મગ્ન બની વિચરે છે. કોઇ કુવાસના સુરાપાનને ઉત્તેજે છે. કોઈ સ્યામલી કાળ રાત્રિમાં પાપ નિકેતનનાં ખુણે ખુણે, સ્રિયણેના સત્યાનાશનું સુંદર સંગીત સાંભળવા દોડે છે, કોઇ મધુપાને મસ્ત રહીને અધમતમ આનંદ અને વિષય વર્ધક વિલાસના ઝેરી રંગથી રંગાય છે. કોઈ સ્વયં પ્રદિપ્ત કરેલા પ્રચંડ અગ્નિ

તનખાને ઉછાળતાં આંખો મીચીને દોડે છે. કોઈ દુર્બળતા વર્ધક ફેશીપણાની છોળો ઉડાવે છે. કોઈ જાલીમ જુગારખાનાંના આકર્ષક દ્વારની સાંકળ ખખડાવે છે, સોનેરી ટોળીના સભ્યો, શિકારને શોધવા પાછળ પોતાની ખુની આંગોનાં ખુણામાં કારમું અંજન આંજીને આમતેમ ભમે છે. કોઈ સાવધ ખીસા કાતરૂ, અસાવધ આત્માને રડાવવા, દારૂ-દારાને ઉપભોગવા પોતાની કાતીલ કાતરને પાણી ચડાવે છે. કોઈ પોતાની બની ચૂકેલી પ્રેમિકાના પાપના ગેરા રંગથી રંગાયલા, પવિત્રતાના પટના ચીરા કરીને પ્રાપ્ત કરેલા નાનાવિધ સુંદર અલંકારોથી શણગારાયલા, ને બારિકતમ સાડી ચોળીમાં લપેટાયલા નવનીત સદશ શરીરને, અન્યાશકના ભુજયુગલમાં બદ્ધ થયેલું નિરખતાં આંખમાંથી અગ્નિ ખેરવતાની સાથે રીવૉલ્વરમાં ગોળી ભરે છે. કોઈ મદનના મારથી મુંઝાઇને ભ્રષ્ટ માનુનીનાં ભ્રષ્ટ મહેલનાં પગથીઆં ન્હડે છે કોઈ અનંગની આગને બુઝાવીને ખાલી થયેલા ખીસામાં હાથ છુપાવતાં વેશ્યા સંદનનો ત્યાગ કરે છે. કોઈ અતલશની ગાદીપર આટોળતાં, કટાક્ષનાં કારમાશરને ફેંકીને ' મેરા અંગોમેં ફુલનકી બ્હાર હય'નું સંગીત સંભળાવતી વારાંગનાના મોહક મ્હેરાને અવલોકતાં, લ્હેરી બનીને શરાબના પાયમાલીના જામ ગટગટાવે છે.

કોઈ પોતાના કુટિલ કાવત્રાના કારખાનાને જતીન દોસ્ત કરવાનો પ્રયાસ સેવનારને શોધીને જમૈયાની તીક્ષ્ણ ધાર વડે તેનાં આંતરડાં ચૂંથે છે, કોઇ સુરાપાન કરવા મીઠડી માશુકના અધમતાના પ્રકાશથી ચમકતા વદનને ચૂમવા, ને ' ખૂને જીગરકો. ' ના સંગીતનો આસ્વાદ ચાખવા અત્યંત ઉત્સુક છતાં, કોટના તોબરા જેવડા ગજવાને ખાલી જોઇને, આંખમાંથી આંસુ વહાવે છે કોઇ માદક પદાર્થોનાં સેવનથી લાલ બનેલા નેત્રો, ઉંઘથી રહેજ મીંચાતા છતાં ધુમ્રપાન

કરતાં. પાનની પીચકારીઓ ફેંકતા, ફરે છે. કોઇ પોતાના પાપી પેટ ને પોષવા, મોહક માશુકનાં મદઝરતા દેહ સુમનની મીઠી સુવાસ લેવા જેટલી લાયકાતને જાળવવા, દાગીનાના દાબડાઓ ઉપાડી લાવવાના હેતુથી કોઇના મકાનોમાં ગુપ્તપણે પ્રવેશે છે. આ પ્રમાણે જગતની સપાટી ઉપર કે કે કારમા વર્ણવી શકાય એટલા થઇ ગયા છે. આજની રાત્રી દુષ્ટ હાથો દુષ્કૃત્યના રંગથી ખરડાવાના હોઇ આપણે તેના દીવાનખાનામાં પ્રવેશવું પડશે.

પ્રિયવાંચક ! એના દીવાનખાનાની શામાનો કંઇ ભાસ થાય છે ? આખાદીવાન ખાનામાં પાથરેલી કીંમતી ગાલીચાપર, એક ખુણામાં વિશાળ પલંગ ગોઠવેલો છે. ગલંગની પાસે એક કાચના કોચપર જરીથી ભરેલા બે ત્રણ શીશા અને તેની નજીકમાં ન્હાની ન્હાની સુવર્ણની પ્યાલીઓ પડેલી છે. એ કોચની સ્હામે સવાગજ ઉંચી મખમલની ગાદી ગોઠવેલી છે. ગાદીના છેડે એક કિંમતી હુકો અને તેની પાસે કાળી પેટી પડેલી છે. મધ્યમાં એક કોચની ફરતી સાત આઠ ખુરશીઓ એવી સરસ ગોઠવેલી છે કે ઘડીભર ત્યાંથી ખસવાનું મનજ થાય ! ભીંતોપર ન્હાના પ્રકારની વેલો ચીતરેલી હતી અને એ વેલોનાં પત્રોમાં ચંચુ પ્રહાર કરતા પક્ષીઓ જાણે કે ચેતનમય હોય એમ જણાય છે પ્રતાપી મહા પુરૂષોની છબીઓ ને બદલે ચુંબનમીઆ સોના ચિત્રો ત્યાં લટકાવેલા દેખાય છે. આ રીતે અખંડ વિલાસી માલીકનો હોવાથી તેની એવી શોભા છે કે કોઇ કુશળ ચિત્રકાર કે કવિની કલમને શોભા આપે !

આખી પૃથ્વી ભયાનક અંધકારાબ્ધિમાં ઝૂલે છે, પણ દીપસિંહનું દીવાનખાનું પ્રકાશમય છે. મધ્યરાત્રિના ચોઘડીયાના અવાજની સાથે એ દીવાનખાનાનાં દ્વાર ઉઘડયા. દારૂમાં ચકચુર બનેલો

દીપસિંહ લથડીયાખાતો અંદર પ્રવેશ્યોને પોતાની ખાસ ગાદી પર તે આડો પડયો દારૂના ગેનમાં તેની આંખો ઘડીમાં મીચાય છે તો ઘડીમાં ફાટી જાય છે. તેનો બાંધી દડીનો કદ્રુપ સ્નાયુ બદ્ધ દેહ દુર્ગ ખડક જેવો લાગે છે. વિશાળને ઉપસેલા કપાળથી તેનો ચ્હેરો ભવ્ય દીસે છે. જુલ્મના તેજથી ઝબકતા લાલાશ ભર્યાં લોચન તેની ભયંકરતાની સાક્ષી પુરે છે.

હુક્કાની નળી મ્હોંમાં લેતાં દીપસિંહે તાલીપાડી એક હબસી જેવા દેખાતા માણસે અંદર પ્રવેશ કર્યો.

" જી ! જનાબ ! "

" મલ્કાજાનને બોલાવ. " દીપસિંહે આજ્ઞા આપી,

કુર્નિસ બજાવીને હબસી ચાલ્યો ગયો ને થોડીવારે ત્યાં મોહમયી મલ્કાજાનના મદ ઝરતા પગલા થયા.

મલ્કાજાને દીપસિંહને પોતાના સુમધુર સંગીતથી મુગ્ધ કરેલો એટલે નિવૃત્તિની વેળાએ મલ્કાજાનનેજ તે બોલાવતો. મલ્કાજાન જેવી સંગીતમાં કુશળ છે તેવી સૌન્દર્યમાં મોહક હોઈ, દીવાનને તે બહુજ ગમે એમાં શું આશ્ચર્ય ! જ્યારથી તેના મકાનમાં મલકાજાનનાં ચરણનુ પુર રણુકય, ત્યારથીજ તેણે પરિણિતા પત્નીનું મ્હોં જોતું પણ છોડી દીધું છે. આજસુધીમાં તે મતિભ્રષ્ટ દીવાને, સેંકડો આર્ય પત્નિઓ, સેંકડો આર્ય કન્યાઓપર અત્યાચાર ગુજાર્યા છે. આખુ મણિપુર ત્હેના અસીમ જુલ્મના ત્રાસથી કમ્પી રહ્યું છે. તોપણ કદાચ કોઈ ડાહ્યું માણસ તેને ઠપકો આપવા જાય તો ડોકું ઉડી જવાની વેળા આવે; એટલે કોઇપણ તેના કમકમાટી ભર્યા ત્રાસનો પોકાર કરવા જેટલી શક્તિ બતાવતાં ડર ખાય છે.

" દીલોજાન ! " દીપસિંહની પાસે ઉભી રહીને મલ્કાજાન બોલી: " દાસીને શી આજ્ઞા છે ? "

શરાબના કેફથી મીંચાયલી આંખ ઉઘાડીને દીપસિંહ બોલ્યો: " જીગરજાન ! આવ શરાબ લાવ. "

કૉચપર પડેલો શરાબનો શીશો અને સુવર્ણ પ્યાલી લઇને મલ્કાજાન દીપસિંહની નજીક આવીને નયન નચાવતી ઉભી રહી. મલ્કાજાનના તાંબુલ રંગથી લાલચોળ બનેલા અધરોષ્ઠને જોતાં દીપસિંહનાં નેત્રોમાં વિકારનાં કિરણ ચમકયાં. ને નાચનારીના અનંગ ભર્યા વપુની, ચમ્પાના તરતના વિકસેલા પુષ્પને શરમાવે એવી મોહક મ્હેંકે તે વિષયાંધને આકુળ વ્યાકુળ બનાવ્યો;

મલ્કાજાને શરાબની પ્યાલી ભરી, દીપસિંહને આપી. દીપસિંહ તે હાથમાં રાખી રહ્યો: " આવ, મ્હારી હૃદય રમણી ! " તે લટ્ટુ બનતાં બોલ્યો.

આશકના આમંત્રણને વશ બનીને મલ્કાજાન દીપસિંહની ગાદીપર બેઠી. દીપસિંહે તેને પોતાના ખોળામાં નમાવીને કહ્યું:

" લે પીજા ! "

એક ન્હાના અર્ભકને ખોળામાં રાખીને તેની જનેતા જેમ ઔષધનું પાણી પાય છે, તેમ દીપસિંહે પોતાના પ્યારા બુલબુલને દારૂનું પાણીપાયું. પ્યાલી દૂર ફેંકીને તેણે માશુકના વદન સ્હામે દૃષ્ટિ તાકી. છુટા કેશ કલાપમાં મલ્કાજાનનું મ્હોં ઘણુંજ સુંદર, મોહક જણાતાં દીપસિંહના દેહમાં અનંગરાજનો પ્રાદુર્ભાવ થયો. મલ્કાજાનને પોતાના આશકના કપાળપરની કરચલીયો પરથી તેનો મનોભાવ વાંચી લીધો; ને તેથી સવિશેષ આતુર બનાવવા દીપસિંહના ખોળામાં પડેલા પોતાના અર્ધ શરીરને તે ઉંચકવા લાગી. પણ દીપસિંહનો હાથ તેની.

છાતી દાબવા લાગ્યો ને તે પડી રહી. શિકારીના કારમા શરથી અધિક કારમા મલ્કાજાનના કટાક્ષ શરથી તે ઘાયલ થયો ને મલ્કાજાનના મધુરાં થાક્ષ અને દીપસિંહના હોઠનું સંમેલન થયું !

" હૃદયનાથ !" મલ્કાજાન બોલી: " તમારી આવક કેટલી ?"

વાર્ષિક પચાસ હજારની–કેમ ? " દીપસિંહે બે દરકાર જવાબ આપ્યો.

" હું એટલા માટે પૂછુંછું—" ક્ષણવાર અટકીને મલ્કાજાને ઉમેર્યું ' કે તેમાં વધારો ન કરી શકાય ?"

" આવક વધારવી એમા મોટી ધાડશી મારવાની હતી ? પાંચ શ્રીમંતોને ચાંપ્યા કે આવક વધી!..." દીપસિંહ બોલ્યો: " પણ તારે એ પંચાત શા માટે ઉકેલવી પડે છે ? તું તારે જોઇએ તેટલા ઉડાવને ! તુ માગે તેટલી રકમ તને એકદમ આપી દેવા હું કયાંનાપાડુંછું?"

" હું મારા ખર્ચનીવાત કરતી નથી, પણ— '

" મને એ ખટપટ આવી મોજને વખતે જરાપણ ગમતીનથી. મને ગમે છે:—બસ તુ, શરાબ અને વિલાસ !"

એમ કહીને દીપસિંહે મલ્કાજાનના રતાશ મારતા અધરપરઆવેશ ભર્યું ચુંબન લીધું મલ્કાજાન આછું હસીને બોલી:

" સમ્રાટ જહાંગીર બાદશાહ પણ એમજ કહેતો હતો—"

"શું કહેતો હતો ?" દીપસિંહે મલ્કાજાનના નમણાં કપાળમાં બાઝેલા પ્રસ્વેદ બિન્દુ લુછતાં પ્રશ્ન કર્યો.

" **શું કહેતો હતો !" મલ્કાએ કહ્યું: "સાંભળો !"**

**" હો આધ શેર કબાબ સુળકો એક શેર શરાબ હો !**

**" નૂરે જહાંકી સલ્તનત જહાંગીર એક નવાબ હો !"**

એમ બોલીને મલ્કાએ નયન નચાવ્યા.

' જો એમ હોય" દીપસિહ બોલ્યો: "તો મોગલ વંશનો સૌથી સુખી શહેનશાહ જહાંગીરજ હોવો જોઈએ ! "

નાજુક મલ્કાના મોહક યોવનનું સ્પષ્ટ દર્શન કરાવતી તેની નયન કીકીમાંથી તેજ વછુટયું તે બોલી: ' અને તમે પણ તેના જેવાજછો. "

" બરાબર !" દીપસિંહની આંખમાં ઉંદર ખાધા પછી કયારેક બિલાડીમાં દેખાય છે તેવી સંતોષ ને આનંદની સેર ફૂટી. તેણે ઉમેર્યું: " મારે પણ એમજ છે. શરાબની મીઠી મસ્તીમાં ચકચૂર બનીએશ આરામ ભોગવવા ને—" મલ્કાના અધરપર ચુંબન કરીને તે વધુ બોલ્યો: " ને તારા જેવી નૂરજહાંના અધર અમિનું પાન કરવું! એથી અધિક આનંદ કે સુખ સ્વર્ગમાં પણ નહિ હોય !"

દૃષ્ટિ નીચી ઢાળીને મલ્કા બોલી:

" હું કાંઈ તમારી નૂર જહાં નથી !"

" ત્યારે ? ' દીપસિંહના કપાળમાં પરસેવો આવ્યો.

" એક ક્ષુદ્ર દાસી—' મલ્કાએ હમેશની માફક પાસા ફેંકવા માંડયા " કાલે સ્હવારે તમે મને લાત મારો તો મારૂં શું ચાલે ? તમારી રાણી—"

" મારી રાણી તુંજ છે મલ્કા !" દીપસિંહ બોલ્યો: " અને જીંદગીભર તુજ રહીશ. મારા માટે તારા કરતાં વધુ ખુબ સુરત રાણી વિધાતાએ ઘડીજ નથી !"

" પણ વિધાતાની ગતિ વિચિત્ર છે ! " રૂપેરી ઘંટડીના અવાજે મલ્કા બોલી:

" કાલે સવારે મારા કરતાં ખુબસુરત રમણી ઘડીને એ તમારી પાસે મોકલે તો ? "

" તું નકામી શંકા કરે છે!" પ્રેમ ભર્યા અવાજે દીપસિંહ બોલ્યો: " હું તને તરછોડીને કદીપણ મારા મકાનના પત્થર કોઇ પણ રમણીના ચરણતળે ચંપાવા—દીર્ઘ સમયને માટે ચંપાવા દઇશ નહિ."

મલ્કાનું મ્હોં લાલચોળ થઇ ગયું. 'દીર્ઘ સમયને માટે 'એ ત્રણ શબ્દો એ તેના હૃદયના ઉંડાણમાં ક્રોધાગ્નિ પ્રજવલિત્ત કર્યો. તેણે દીપસિંહના સ્હામે એક કાતિલ દૃષ્ટિ ફેંકી. પણ ગુસ્સો દર્શાવવા ત્હેની હિંમત ન ચાલી. તેણે હસીને વાત દબાવી:

" પ્યારા !શરાબ લેશો ? "

" લાવ ! " માશુકની ભ્રકુટીપર આવેલી વાળનીલટ દુરકરતાં દીપસિંહ બોલ્યો. મલ્કાએ શરાબની બે ત્રણ પ્યાલીઓ પોતાના અલબેલા આશકને પાઈ દીધી, ને હજી પણ તે પ્યાલીમાં શરાબ રેડતી હતી ત્યાં દીપસિંહ બોલ્યો:

" હવે સુરામૃતને બદલે તારૂં સ્વર્ગીય સંગીતામૃત મને પીવાદે"

" આ એકજ પ્યાલી ને પછી બસ! "

મલ્કાએ છેલ્લી પ્યાલી આપી ને તે દીપસિંહ ગટગટાવી ગયો, પછી બોલ્યો:

" હવે થ...વા...દે!"

જેવી મ્હારા મન મોહનની મરજી—" કહી મલ્કાએ હાસ્ય કર્યું ને બીજી પળે તેની ચમ્પાની કળી જેવી કોમળ દરાંગુલીઓ દીલરૂબાના તાર પર ચપળતાથી ફરવા લાગી. સુર મેળવીને તેણે મસ્ત ગઝલ લલકારી.

" તમે રસચન્દ્ર મારા હું ચકોરી આપની વ્હાલા !
" ભયંકર આગને બુઝવો મદન સંતાપની લાલા !
" યુવાનીના મદે મોંઘી બની હું રસિક વાદલડી !
" નીચોવો મદનમદ મ્હારો—હસંત વહશે વૃક્ષ વ્હડી !
" હીંચો રસના હીંચોળે ને હીંચાવો આપની માશૂક !
" મહોબ્બત દોર પર રમતાં રખે કરતા જરીયે ચૂક
" કટાક્ષોને ઝીલી દીલબર ! વસો માશૂકને અંતર !
" રતિ અધિનાથ મદમય માનુનિ પર વાપરો મંતર !
" લુંટો યૌવન ભલે પણ ના કહેશો બેવફા આશક !
" ફુલીફાલી રસિકવાડી તમારી—છે તમારો હક્ક !
" મહોબ્બત ખાક ચોળીને કરો મસ્તી અજબ સ્વાદે,
" દીલ:નીને નચાવો ચુંબનો કેરા ગજબ નાદે ! "

**મંગળ.**

છેલ્લી લીટી મલ્કાએ ઉલટાવી ઉલટાવીને ગઈ અને દીપસિંહે આ ખીલતી ગુલાબ કળીશી સુંદરીના લાલ અધર ચૂમી લીધા ત્યાં દીલરૂબાનો દીલરંજન રણકાર શમી ગયો.

એકાએક એ વિલાસી દિવાનખાનાની અંદર એક કદાવર માણસ દાખલ થયો. મલ્કા ચમકી દીપસિંહ તરફ તે ગભરાટ દરશાવતી જોઈ રહી આગંતુક માણસ સલામનો વિવેક બતાવે તે પહેલાં દીપસિંહ બોલી ઉઠયો " કેમ અભયસિંહ ! શું પરિણામ ?

અભયસિંહે નેત્ર સંકેત કર્યો દીપસિંહ એ સંકેતનો પ્રકાર સ્હમજી ગયો. મલ્કા સામું જોઇને તે બોલ્યો:

" મલ્કાજાન ! તારા ખાનગી રૂમમાં જા. "

એ શબ્દને અંતે મલ્કા દીવાનખાનાનો ત્યાગ કર્યો. દીપસિંહ

ગાદી પરથી ઉઠી અભયસિંહ પાસે ગયોને બોલ્યો.

" કહો, શું કરી લાવ્યા? "

" સાહેબ !" અભયસિંહ ધીમાપણ સ્પષ્ટ અવાજે બોલ્યો: " અત્યંત રૂપાળી બે કુમારિકાઓ મારી સાથે છે "

" હે! ક્યાં છે? " પંચશરના પાપ પ્રવાહમાં તણાંતાં દીપસિંહ સ્વર ખોયું.

અભયસિંહે ધીમેથી તાલી પાડી બે કુમારિકા સાથે એક માણસ અંદર આવ્યો દીવાનને નમીને ખંડના એક ખુણામાં તે ઉભો રહે ત્યાં તો અભયસિંહે હાથની ઇસારત કરી તેને જતા રહેવા સૂચવ્યું ને તે ગયો. કુમારિકા યુગલ પ્રતિ કમનીય દૃષ્ટિ ફેંકતે દીપ. સિંહ બોલ્યો.

" શાબાશ અભયસિંહ! તમે બહુ સારૂં કામ બજાવ્યું છે. હું ખુશ થયો છું. "

" એમ !" અભયસિંહ આનંદ પામ્યો.

"હા." દીપસિંહ બોલ્યો; " મને નહિ ખબર કે ખુબસુરતીઓ વીણવામાં તમે આવા ચતુર અને કાબેલ છો. "

અભયસિંહ ઇનામ મળતાં શિરઝુકાવીને ચાલતો થયો. દીપ- સિંહે બેમાંથી એકને બાજુના રૂમમાં રાખીને એકને ઓદીવાન ખાનામાં રાખી દ્વારબંધ કીધા. દીપસિંહ પલંગપર લેટયો, હાથપગને અત્તર ચોળ્યું મુછના આંકડા મરડી ઉંચે ચઢાવ્યા.

દિવાનખાનામાં જે કુમારીકા છે તેના દેહનો બાંધો ઘાટીલો અને મજબૂત છે. તેનું વય ચૌદ વર્ષનું હોવા છતાં સોળ વર્ષની વસંતપાર ઉતરેલી તરૂણી જેવી શોભે તેવી તે શોભે છે. આછા આસમાની રંગની સાડીમાં તે સજ્જ થઇ છે. અને પર

તેપર પરવાળાના દાણાની કોર ઝુલી છે. તેના કાળા વાળને એક પીળી રેશમી પટીવડે એક સુગંધી ગુલાબ સાથે બાંધી લેવામાં આવ્યા છે. શરીરપર બહુ મુલ્ય અલંકાર ધારણ કરેલા હોવાથી અનુમાન થાય છે કે તે કોઇ શ્રીમંત કન્યા છે.

દીપસિંહે અભયસિંહને આખા મણિપુરમાંથી ખુબસુરત કન્યાઓને પકડી લાવવાની આજ્ઞા આપેલી, તે મુજબ અભયસિંહે ઇનામની લાલચે બે કુમારિકાઓને પાપ નિકેતનમાં લાવી દીધી. અહો! શયતાનના સંસ્કાર કેટલા અધમ હોય છે!

દીપસિંહ પોતાની સ્હામે ઉભેલી કન્યકા સામું જોઈ બોલ્યોઃ

" કુમારી! મને ઓળખે છે ને?"

કુમારી નિરૂત્તર રહી.

રવિદેવના રશ્મિથી આતુર નયન અંજાય છે. કુમારીની કૌમાર કોમળતાના તેજે દીપસિંહના રસ્ય નયનો અંજાયા. તે વિષયાંધના હાથ કુમારીપર કેર વર્ત્તાવવા અધિરા બન્યા. તેનું હૃદય કામ ભાવનાના હીંચોળે ચડયું. તેની ઇચ્છા કુસુમકળીશી કુમારિકાની પવિત્રતા લૂંટવા કૂદી રહી.

દીપકની જ્યોત વઝુલમાં ભમતું પતંગીયું મસ્ત બની તોફાને ચઢે તેવી સ્થીતિ દીપસિંહની થઈ. ઉછળતે હૈયે તે કુમારીકા પાસે ગયો. કુમારિકાના ચન્દ્ર વદનપર કમ્પની રેખાઓ ઝળહળી. દીપસિંહના દીપડા જેવા ભયંકર મોંને જોઇ ક્ષણભર ધ્રુજી ગઇ.

" કુમારિકા!" દીપસિંહ બોલ્યોઃ " તું શા માટે કમ્પે છે? અહિં તને કંઇ ભય નથી!"

કુમારિકા કંઇ બોલી નહિ. સૌન્દર્ય મંડિતાની ઉગતી જુવાનીમાં કાળજાં વીંધે એવી દેવી શક્તિ દીપસિંહને અસહ્ય લાગી.

" કુમારી ! તારૂં નામ ? "

" શાન્તા " કુમારિકા ધીમે સ્વરે બોલી ને પછી ચુપ રહી.

" શાન્તા ! " દીપસિંહ પંચશરના ઉછળતા તરંગોમાં તણાતો બોલ્યો:

" મને શાંતિ આપ ! જોને મારૂં અંતર તને ભેટવા કેટલું આતુર છે ! "

એટલું બોલીને દીપસિંહે શાન્તાનો હાથ પોતાના હાથમાં લીધો. શાન્તા શાંતપણે નીચી દૃષ્ટિએ ઉભી રહી.

" શાન્તા કંઇ બોલતો ? "

" શું બોલું ? "

દીપસિંહના કાનમાં અમૃત રેડાયું. "તું કુમારિકા છે ખરૂંને ?"

" ખરૂં. "

" તું નસીબદાર છે ! " દીપસિંહ ગર્વ ભર્યું હસ્યો.

" કેમ ? " અજાયબીથી શાન્તાએ પ્રશ્ન કર્યો. તેના સ્વરમાં ગભરાટ હતો.

" તારા કૌમાર્યનું કુસુમ મણિપુરના સત્તાધિશ દીવાનના હાથમાં પહેલવહેલું જાય છે ! " દીપસિંહ બોલ્યો ને ઉમેર્યું. માટે કહે તું ઓછી નસીબદાર ? "

શાન્તાના શરીરમાં અનંગનો આવિર્ભાવ થતાં મુખપર અવનવું તેજ પ્રકાશ્યું. મદનના વેગથી તેની છાતી પહોળી થઇ. ખભા ઉચકાયાને નયન દ્વયમાં વિષયનું અંજન અંજાયું.

" શાન્તા ! સામેની ગાદી પાસે પડેલા શીશામાંથી દારૂની એક પ્યાલી ભરી આપ. "

એમ કહીને દીપસિંહ પલંગમાં પડયો.

શાન્તા પ્રયત્ન કરી ગાદી પાસે ગઇ ને દારૂની પ્યાલી ભરી. દારૂની દુર્ગંધથી તેનું માથુ ફાટી જવા લાગ્યું તો પણ કોણ જાણે કઇ પ્રેરણાએ દારૂની પ્યાલી સાથે તેણે પલંગ તરફ પગલાં ભર્યાં.

શિકારીના કારમા શરથી ઘવાયલી વનરાજની મસ્ત રાણી ધીમા–મદ ભર્યા ડગે વનવાટ કાપે તેમ તે મદસ્રવતા પગલે પલંગ પાસે આવી ને કંઇ પણ બોલ્યા વિના દીપસિંહ તરફ પ્યાલી ધરી ઉભી રહી.

દીપસિંહને પ્યાલી લેતાં શાન્તાના સુકુમાર કરાંગુલીઓનો સ્પર્શ થયો. તેના હૃદયના ઉંડાણુમાં પંચ શરની ઝણઝણાટી જાગી. પ્યાલીને એક જ ઘૂંટકે ખાલી કરી દેતાં તે બોલ્યો:

"શાન્તા ! કહે તને શું જોઇએ ?"

"કંઇ નહિ." શાન્તા પોતાના ચરણને નિહાળતી બોલી:

દીપસિંહનો કામોન્માદ વધી પડયો. શાંતાનો હાથ પકડી તેણે પોતા તરફ ખેંચી. શાન્તાના શરીરમાં કંદર્પ કુદેલો તેને શમાવવાની પ્રેરણાએ તે દીપસિંહની બાજુમાં બેઠી. દીપસિંહના દેહનો સ્પર્શ થતાં અનંગની પ્રચંડ આગના તનખાએ તેને ઘેરી. પાપના પ્રકાશથી નહિ પણ શરમના ભાવથી તેણે નેત્રો નીચા ઢાળી દીધા.

દીપસિંહની કામાતુર દષ્ટિ શાંતાના મોહક ચ્હેરાપર ઠરી.

"શાન્તા! "તે બોલ્યો: "શરમનો પડદો દુર કર. તારા વિશુદ્ધ તન બાગનાં મધુરાં પુષ્પો ચૂંટવા દે."

શાંતાના કપાલમાં પ્રસ્વેદ ચમકયો. તેના કૌમાર્યત્વનું છેદન કરવાની ભ્રષ્ટ ભીક્ષા પહેલીજ વાર તેની પાસે થતી હતી. તેના સ્હેજ નીચા નમેલા કાળાં નયનમાંથી અનેરા તેજની ધારાઓ વહી.

" તારી ચૂપકીદી મને કાપી નાખે છે, શાન્તા! " દીપસિંહ અકળાઇને પાસું ઉંચું નીચું કરતાં બોલ્યો: " ને તું મારા સામુ શા માટે નથી જોતી ? "

શાંતાએ મહા પ્રયાસે મસ્તકને ઉન્નત કર્યું ને દીપસિંહ પ્રતિ આસ્તેથી દૃષ્ટિ ફેરવી.

થયું ! દૃષ્ટોદૃષ્ટ મળતાં દીપસિંહ ઉન્મત થયો. શાંતાના સુંદર શરીર પોતાના બાહુપાશમાં તેણે બદ્ધ કીધું. ને કામોન્મત્ત શાન્તા કૈં પણ બોલી નહિ, કે જરાપણ તિરસ્કાર બતાવ્યો નહિ, તેથી દીપસિંહે તેના અધર અને ગાલ ખૂબ ચૂમ્યા. ને પછી ? એક સુકુમાર કુમારિકાનું કૌમાર્યત્વ હણાઈ ગયું ! શાન્તાની પવિત્રતા એક વિષય વિવશ દીવાનાના હાથે ચૂશાઇ ગઇ ! લગ્નને માટે નાલાયક માનતા વણિક મા-બાપની શાન્તા, કામદેવને વશ થતાં દીપસિંહની દુષ્ટ વાસના ફળી ગઇ ! પંચશરના પ્રબળ પાપ પ્રવાહમાં ઘસડાતાં બન્નેએ સ્વત્વ ખોયુ ! શાન્તાનાં સુંદર શરીરના અંગ પ્રત્યંગો દીવાનનાં દુષ્ટ હાથોએ મસળી નાખ્યા ? દીપસિંહના જીવન ગ્રંથમાં એક આર્ય કુમારિકાનાં શિયળને લુંટવાના ઘોર પાપનું પૃષ્ટ ઉમેરાયું ! ઘણાં ખુલ્લા શબ્દોમાં કહીએ તો દીવાન દીપસિંહના દુષ્ટ દેહે શાન્તાના વિશુદ્ધ દેહને નાપાક બનાવ્યો !

*　　　*　　　*　　　*

હજીયે રાત્રિ છે-અંધારી ઘોર રાત્રિ છે. વિષય લંપટ દીપસિંહ પોતાની ભયાનક મદન આગમાં એક કુમારિકાના શિયળની આહૂતિ આપીને હુકકો ગગડાવતો ગાદીપર બેઠો છે. પાસે પડેલી સુરાહીમાંથી એક પછી એક પ્યાલીઓ ઉડાવે છે. કુસુમની કળી જેવી કુમારીને હમેશનેમાટે કલંકિત કરતાં, કલાકો સુધી પાશવી ચેષ્ટા કરતાં તેના

ગાત્રો સીથીલ થઇ ગયેલા હોઇ તેને ઉત્તેજવાના ઉદ્દેશે તે મધુપાન કરી રહ્યો છે.

દિવાનખાનામાં શાંતિ છે. થોડીવારે ઘડીયાળમાં બેના ટકોરા થતાં એ શાંતિનો ક્ષણભર ભંગ થયો. માદક ચીજના ઢીચવાથી તે કાળ પશુની કામલાલસા જાગ્રત થવા પામી તરત તેણે તાલી પાડી.

તાલી સાંભળીને બહાર પહેરો ભરતો હબસી અંદર આવ્યો ને નમીને આજ્ઞાની રાહ જોતો એક બાજુ ઉભો રહ્યો.

દીપસિંહે જણાવ્યુઃ

"બાજુના ખંડમાં રહેલી છોકરીને અહિં લઇ આવ."

આજ્ઞા મળતાં હબસી ચાલ્યો ગયો ને થોડીવારમાં એક કુમારિકા સાથે દીપસિંહની પાસે તે ઉપસ્થિત થયો.

"જા હવે!" દીપસિંહે હબસીને આજ્ઞા આપી." ને ખબરદાર! કોઈ અહિં આવવા પામે નહિ."

એ પાપનિકેતનમાં ગોળ ભરાવદાર ચ્હેરાની અને કાળી ભમર જેવી આંખોવાળી હવે બીજી કુમારિકા આવી. તે એટલી સૌન્દર્ય સંપન્ન હતી કે તેને માટે પુરૂષ પોતાની નીતિ વેચવા જરૂર તૈયાર થાય! દીપસિંહના દુષ્ટ દીવાનખાનામાં આજ પર્યંત આવી કોઇ સ્વર્ગની પરી જેવી યુવતી દાખલ થઇ નથી. તેની ઉમર પૂરા સોળ વર્ષની ગજગામિની માલતી ને તપસ્વિની શકુન્તલા સમી અત્યંત સુંદરતા તેના શરીરમાં ઉભરાય છે. વદન પર પૂર્ણિમાનો સ્વર્ગ સુંદર રજનીકાંત વિરાજે છે. તેના શરીરનો બાંધો એકદમ નાજુક હોવાથી ચૌદ વર્ષની શાન્તાથી પણ તે ન્હાની જણાય છે. તેની ત્વચા ગુલાબ અને દૂધમાંથીજ બનાવેલી હોઈ તે અસંત લાવણ્ય સંપન્ન દેખાય છે.

તે આવીને દીપસિંહ દીંગ થઇ તેને જોવા લાગ્યો. દઢ પગલે તે ઉભી રહી છે વિજયી યોદ્ધો રણાંગણે ઉભો રહે તેમને દીપસિંહ મૂઢ જેવો જ્યારે કશું બોલી ન શકયો ત્યારે તે બોલી.

" પરમકૃપાળુ પરમાત્મા આપનું કલ્યાણ કરે! પરમાત્મા એકજ છે, તેની કૃપાથી મનુષ્ય ભવસાગર તરે છે. "

વાચકો ! એ મંડાણુ મુહૂર્તમાંજ શું બોલી? અત્યાર સુધી એક પણ રમણી કે કુમારિકાએ આવા શબ્દો સંભળાવેલા નહિ, તેથી દીપસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બોલ્યો:

' યુવતી ! આપનું નામ ?"

" મોતી. "

" ખચિત !" દીપસિંહ કૈંક ગંભીરતાપૂર્વક બોલ્યો: " તારા નામ પ્રમાણે તું એક મૂલ્યવાન મોતી જેવી છે. મેં ઘણાંએ મોતી નિહાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું છે, પણ તારા જેવી એક પણ દીઠી નથી. "

મોતીએ ઉભરાતા સંયોગોનું ઉંડાણુ માપતાં ધીમા પણ સ્પષ્ટ અવાજે સંભળાવ્યું.

" સામળદાસની કન્યા હું-તે આપની પણ કન્યાકા છું !"

દીપસિંહનું ચિત્ત ચગડોળે ચઢયું. મોતીના મોહક અને મધુર સૌન્દર્યને તે અનિમિષ નેત્રે જોઇ રહ્યો.

રૂપનું દર્શન બે દૃષ્ટિથી કરી શકાય છે. સુંદરીની સુંદરતાનું દર્શન કરતાં કોઈના અંતઃકરણમાં મહા મહિમામય ચિરસુંદરનું સ્મરણુ થઇ આવે છે. હૃદયમાં ભક્તિનો સંચાર થાય છે ત્યારે કોઇના અંતઃકરણમાં પાપવાસનાનો પ્રચંડ અગ્નિ ધુંધવી ઉઠે છે.

જેની જેવી દૃષ્ટિ હોય છે. જેવું શિક્ષણ અને સંસ્કાર હોય છે તેવું રૂપ દેખાય છે. પવિત્ર હૃદયો, સુંદરીના મુખ ઉપર મહા માયાનું મનોહર સૌન્દર્ય જોઇ શિર ઝુકાવે છે—સૌન્દર્યના દેવતાને શ્રદ્ધા-પ્રતિ ખેંચાય છે. અને જેનું હ્રદય ઘોરતમ પાપી હોય છે, ચિત્તમાં મલિનતાનો ચમકાર હોય છે, વાસના નીચ, ઘૃણિ પાતતકી. હોય છે તે સુંદરીના સૌન્દર્ય ને જોઇ હૃદયમાં કામ વિહ્વળતા વસાવે છે.

દીપસિંહની દૃષ્ટિ આ છેલ્લા પ્રકારની હતી. ઘણીવાર સુધી મોતી પ્રતિ જોયા બાદ તે બોલ્યો.

" મોતી ! તને ખબર છે કે, મારી પાસે આવનાર બધી યુવતીઓએ મને દારૂની એક પ્યાલી પાવી જોઇએ એવો મ્હારો કાયદો છે.

મોતીનો સીનો સ્હેજ ટટ્ટાર થયો. તેના વદનપર–નયનમાં અપૂર્વ તેજ પ્રકાશ્યું. તે બોલી;

બધી યુવતીઓ તે કાંઇ હું નથી. છતાં કાયદાને માન આપીશ." એમ કહી તેણે શરાબની એક પ્યાલી ભરીને દીવાનને આપી. મોતીના ચંદ્રાનયને નિહાળતો તે ગટગટાવી ગયો ને પછી લ્હેરમાં બોલ્યો.

" સૌન્દર્ય સુંદરી ! તારા ઓઠ જરૂર કોઈનું ભાન ભુલાવે !."

આ શબ્દો ને સાંભળીને મોતીનો ચળકાટ વધ્યો. આંખમાં સ્હેજ લાલિમા પ્રકટી.

" મ્હારા ઓઠ મ્હારા ભાવિ પતિ માટે છે ! "

આ શબ્દો બોલતાં તેનું મોઢું લાલચોળ થઇ ગયું. એક પલવાર ત્યાં શાંતિ પ્રસરી રહી

" મોતી !" દીપસિંહ હસતા હસતા બોલ્યો; " ફરીથી એક પ્યાલી આપતો !"

" કાયદો શું બેવાર આમ કરવા ફરમાવે છે ?" મોતી કડક સ્વરે બોલી.

" કાયદો નહિ,–" દીપસિંહે ધારો ખંખારીને, ઉમેર્યું: " પણ મ્હારી ઇચ્છા."

" મેં કાયદો પાળ્યો છે." મોતીએ કંઇક ગુસ્સા ભર્યા અવાજે કહ્યું: " અને તે બસછે."

" પણ આ મણિપુરના દીવાનની ઇચ્છાછે; અને તેને માન આપવું જોઇશે." દીપસિંહ ગર્વિત અવાજે બોલ્યો.

મોતીએ દીવાનની દુષ્ટતા ગણાંના મોંઢે સાંભળેલી,–અનેક કુમારિકાનાં કૌમાર્યત્વપર દીપસિંહની પડેલી તરાપની વાતો તેણે સાંભળેલી તેથી તે અત્યંત ગભરાટમાં આવી ગઈ. એકજ વિચાર તેના મગજમાં રમી રહ્યો: શ્રામસદાસની સુશિક્ષિત કન્યાને શિયળ સાચવવાનો સમય આવ્યો છે.

દીપસિંહના છેલ્લા શબ્દોના ઉચ્ચારણમાં સત્તાનાં ગર્વનો પ્રતાપી ધ્વનિ જોઇ મોતીએ દારૂની દ્વીતીય પ્યાલી ભરીને દીવાનને આપી. પ્યાલી ખાલી કરીને તે બોલ્યો:

" માધુર્યમય મોતી ! તું કેટલી બધી સુંદર છે ?"

" ખુશી થાઓ—" મોતી નીચી દૃષ્ટિને વધુ ઉંડી ને સ્થીર કરીને બોલી અને ઉમેર્યું: તમારી ધર્મની કુમારીકા !"

'કુમારિકા' શબ્દે દીપસિંહને ઘા કર્યો. તેણે મોતીના મ્હોં પ્રતિ ક્રોધ ભરી દૃષ્ટિ ફેંકી. પરિપકવ થયલી દ્રાક્ષમાંથી નિર્ઝરતા

રસના માધુર્યની મીઠાશ કરતાં અધિક મિઠાશભર્યા મોતીના માધુર્ય પ્રવાહમાં દીપસિંહનો ક્રોધ તણાઇ ગયો ને તે બોલ્યો.

" તું મ્હારી પ્રણયિની થશે, મોતી ! "

" શું ? "

ભયંકર શબ્દો સાંભળતાં મોતી કમ્પી ઉઠી.

" ઉર્વશીકે તિલોત્તમાથી પણ અધિક સૌન્દર્યવતી મોતીને " મ્હારી મોતી " કરવા હું લલચાઉં છું ! " દીપસિંહે ભ્રષ્ટ લાલચ પ્રદર્શિત કરી.

" ચૂપ રહો ! " મોતી આંખમાંથી અગ્નિ વર્ષાવતી બોલી ઉઠી " તમારી જીભ લગામ રાખો.

ક્રોધના કિરણથી ઝબકતું મોતીનું વદન દીપસિંહને વધારે સુંદર જણાયું તે બોલ્યોઃ

" એક દીવાનની કૃપાનો ખ્યાલ કર. "

" શર્મ કરો ! " મોતી તેટલાજ ક્રોધથી બોલી અને તેણે ઉમેર્યુંઃ હું તો ધારતી હતી કે હું એક રાજ્યમંત્રીના માહેલમાં આવી છું. "

" હા. આ એક રાજ્યમંત્રીનો મહેલ છે. અને તે—" દીપસિંહ ધીમે રહીને બોલ્યોઃ " અને તે તારોજ છે. હવે તારે અહિંજ રહેવાનું છે. "

" શા માટે અહિં રહેવાનું છે ? મોતીએ ભવાં ચઢાવ્યાં.

દીપસિંહે જોયું કે દમ ભરવા કરતાં કાંઇક યુક્તિ કરવી જોઇશે. તેથી તે ઉભો થયો. પલંગ નીચે પડેલો દાબડો ઉંચકી તે ખોલ્યો અને ખાલી કરી પોતાની બન્ને હથેળીઓ અત્યંત કિંમતી હીરા,

માણેક, મોતી વગેરે જવા હીરોથી બધી ભરી નાખી. તેણે તે ખજાનો મોતી આગળ ધર્યો.

" આ સર્વ તારૂં થશે. " દીપસિંહે લાલચનો ઘેરો ઘાલવા માંડયો.

મોતીએ હવે ભયંકર સ્વરૂપ ધારણુ કર્યું તેના હાથના એકજ ઝટકે તે બધાં લાલ ;અને લીલમ, હીરા અને મોતી વરસાદની વીખરાયલી રંગબેરંગી કમાન સમા ઝળકતાં—ગબડતાં જમીન પર પડયાં.

" એ અદબ છોકરી ! " દીપસિંહે ગુસ્સામાં દાંત કચકચવ્યાં. " તારો આ મિજાજ હવે હું વધુવાર ચલાવીશ નહિ. જોઉં છું કે કેમ તું માર વિચારને આધિન નથી થતી ?

ક્રોધ અને અપમાનથી દીપસિંહનો ચ્હેરો લાલ અંગાર જેવો બની ગયો. ગુસ્સાથી તેનું શરીર કંપવા લાગ્યું. કોમળ મોતી પણ ગુસ્સાનો દમ ભરતી હાફતી હતી.

દીપસિંહ બન્ને હાથની મજબુત મુઠ્ઠી વાળી ગુસ્સામાં મોતીની લગોલગ આવ્યો, અને બોલ્યો:

" મોતી ! હવે હદ થાય છે, આતક ગુમાવીશ નહિ. મારી અનુકંપા ભુલીજશો અવશય જીવન કારમું થઇ પડશે. માટે મારા કોપને આમંત્રણ દઇશ નહિ. તું મ્હારી થશે. મારી પર રાજ્ય કરશે. બોલ, તારા માટે શું આ ઓછી મગરૂરી છે ! "

" પ્રથમ મારૂં ગૌરવ અને તેને અંગે શિયળ સચવાયુ એજ મારી મગરૂરી "

" તો સબુર, એ તારી મગરૂરી હમણાં તને મારી બાથમાં બીડી તારા હોઠો ચૂમી હું તોડીશ ! "

દીપસિંહે આવેશમાં આ શબ્દો ઉચ્ચાર્યા ને મોતી તરફ ધસ્યો.

" ખબરદાર ! જરા દુર હઠી ને મોતી બોલી: તેના અવાજમાં કઠોરતા આવી: " મારા શરીરને એક આંગળી પણ અડાડી છે, તો જોવા જેવું થઇ પડશે, "

એમ કહીને મોતીએ પોતાની આંખોમાંથી આગના તનખા વેરવા માંડયા.

" લે ત્યારે જોઇલે. " અને એમ બોલતો મોહાંધ દીપસિંહ લાજ શરમનો પરિત્યાગ કરી મોતી પ્રતિ પૂર્ણ જોસમાં ધસ્યો.

" દુર રહે, પાપી ! મોતી હવે જીવ પર આવી. તેનું હૈયું ગળામાં આવ્યું.

" શું હું-હું પાપી ? " દીપસિંહનું વદન ગુસ્સામાં તરબોળ થવા લાગ્યું.

" હા પાપી ! નિડર મોતી એ જવાબ આપ્યો: બેશક પાપી. મહાપાપી. ઘોરપાપી. મ્હારા જેવી અનેક કુમારિકાઓને ફસાવી તેનાં શિયળનું સત્યાનાશ કાઢનાર માણસ પાપી નહિ તો બીજું શું ! "

દીપસિંહના માન, ગૌરવનો કચ્ચર ઘાણ વળીગયો તેની પ્રતિષ્ઠાનો સ્થંભ એક નિર્દોશ કુમારિકાએ સમૂળ ઉખેડી નાખ્યો;

કામી નરનું લોહી ઉકળી આવ્યું રોમ રોમ વિષ વ્યાપ્યું. રૂવાં ઊભાં થઇ ગયાં. ચક્ષુઓ લાલ અંગારાથી .અધિક કારમા બન્યા. મોતીનો કોમળ કર પકડીને તે બોલ્યો:

" બોલ, હવે શો વિચાર છે ? "

પોતાનો હાથ છોડાવવા મોતીએ મહા પ્રયાસ કર્યો પણ જ્યારે તેણે જોયું કે એક કામાંધ માનવીના હાથે પોતાની લાજ જવાનો વખત આવ્યો છે, પોતાનું જવલંત શીયળ સંહાર થવાની અણીપર મૂકાયું છે ત્યારે તે જીવપર આવીને તે લંપટના હાથમાંથી એક ઝટકે પોતાના હાથને છૂટો કરી વિકાળ વાઘણ સમી ઉછળી; અને દીપ-સિંહની ભેઠમાં રહેલી કટાર કાઢી પોતાની કોમળ છાતીમાં તેણે ભોંકી દીધી !

સંપુર્ણ કળાએ વિકસેલું એક કુમારી કુસુમ આમ અધમ જનના કારમા ને જુલ્મી ખપ્પરમાં હોમાઈ જઇ અવસાન પામ્યું ! મરતાં મરતાં તેણે અસ્પષ્ટ શબ્દો ઉચ્ચાર્યા.

" જો-જો ઓ કામના કીડા ! જોઇલે, કે એક આર્ય કન્યા પોતાનું શિયળ કેમ જાળવ છે ! "

આંખના પલકારામાં બની ગયલા આ બનાવને જોતાંજ દીપ-સિંહ, એક પાષાણ પ્રતિમાવત્ સ્થંભી ગયો. ને પછી કંપવા થયેલા માનવીની પેઠે તે કપવા લાગ્યો. ગમે તેમ. જીંદગીના ભોગે પણ મોતી કુમારીએ, એક પ્રતિભા સપન્નને કરાળ દિવાનને હાર ખવડાવી.

શાન્તા ! શાન્તા ! તું કયાં ગઇ ? અહિ આવ ! મોતીના મોતના ઘાને જો, ને તારી જાત ઉપર ધિઃક્કાર વર્ષાવ ! ક્ષણિક વિષય વાસનાની તૃપ્તિ અર્થે તેં અમુલ્ય સતીત્વને લુંટાવા દીધું. પણ તારા નિંદ્ય અને પાપમય કૃત્ય માટે તને શું કહેવું ? મદન મદથી ઉન્મત્ત બનેલી પુત્રીનાં ખીલેલાં અંગો નિહાળવા છતાં 'હજી તે લગ્ન લાયક નથી ' એમ સ્હમજનારા તારા માતા પિતાની અધમ અણુસમજને ધિઃક્કાર હો !

દીપસિંહે મોતીના મોં તરફ જોયું તો ત્યાં પ્રસન્નતા હતી !



# પ્રકરણ બીજું.

—:o:—

## મોતીનું મડદું !

—:o:—

" લાખો નયનને કર્ણ લાખો, તીવ્રછે જગનાથને,
" દેખીશકે તેથી–કરેલું પાપ હોયે જે જતે;
" ભય દંડ દેવા દુષ્ટને, છે લાખ હસ્તો કૃષ્ને,
" ભૂલાય છે એ સર્વ હા ! કામાંધતે પાપીજ !"

—' मंगल '—

શાન્તા, અને મોતીના જેવી બે પાંચ નહિ, કિન્તુ બસો—પાંચસો કુમારિકાઓ અને આર્ય રમણીઓ, દીવાનની દુષ્ટતાનો ભોગ થઇ ગઈ છે. જે રમણી કે કુમારિકાને તે દેખતો કે તેનો મિત્ર અભયસિંહ જે કુમારી કે રમણી વિષે વાત કરતો તે સર્વને ભ્રષ્ટ કર્યા પછીજ તે જંપતો. કોઇ સુંદરી તેની પદ્દીથી અંજાઇને વશ થતી, કોઇ યુવતી એકાદ ચન્દનહાર કે મુલ્યવાન્ વીંટીથી લોભાઇને પોતાની પવિત્રતાનું લીલામ થવા દેતી, કોઇ કુમારી, વ્યાપ્ત મદનને શમાવવા પતિની પ્રાપ્તિ કે આત્મ સંયમના અભાવે ચૂકેચાં કર્યા વિના સતીત્વના સત્યાનાશની પાટીપર ઉભી રહેતી,—આ પ્રમાણે શામ, દામ, દંડ અને ભેદથી દીપસિંહ પોતાની દુષ્ટ ધારણામાં વિજયી નિવડતો. એક પણ અબળાએ આજ સુધી તેને મ્હાત કર્યો નહતો.

પણ મોતીએ પોતાની મહત્તા બતાવી. કામાંધની લાલચને એ આર્ય દેવીએ ઠોકરે મારી પોતાના વજ્ર સમા ભુજપાશમાં બદ્ધ થયેલી

અનેક યુવતીઓ જેવીજ-તેટલાજ અંગોવાળી મોતી હવે એમ દીપસિંહે મોતીના મૃત દેહ તરફ જોઇને વિચાર્યું. અને હતું પણ તેમજ! દુરની વાત જવા દઇએ, શાન્તાનીજ વાત લ્યો. શાન્તા અને મોતીને સરખાવતાં જો દેહ બાંધાને વર્જ્ય ગણવામાં આવે તો બાહ્ય રીતે જોતાં એમ લાગે કે બંનેમાં કંઇજ ફેર નથી. પણ મૃત મોતીને યુક્ત ન્યાય આપવાની ખાતર કહેવું જોઇએ કે શાન્તા અને મોતીમાં ખરેખર જમીન અને આસમાન જેટલો ફરક કહેવાય ક્યાં શાન્તા મદન આગમાં અમૂલ્ય શિયળને બાળી નાખવાના ઘોરતમપાતકને, કપાળમાં કાળા અક્ષરે અંકિત કરાવનારી સંતપ્ત શાન્તા, ને ક્યાં શિયળને સાચવવા જીવવાના મોહની દોરીના કટકા કરી નાખી જુલ્મગારની છાતી સામે મ્હોતના મહાસાગરમાં ડૂબી જનારી આદર્શ મોતી!

મોતી એ ખરેખર મોતી નીવડી. અન્ય અબળાઓની માફક તેણે પોતાની પવિત્રતા, કામાંધના લોઢા જેવા હાથો વડે ચૂસાવા ન દીધી 'ધન્ય હો!' ના વર્ષાદ આવી પવિત્રતા પરજ વરસે.

દીપસિંહે મોતીના મુખાર્વિન્દ પ્રતિ એકી ટશે જોઈ રહ્યો તેની એ દૃષ્ટિમાં કંપણ્ય હૃદયમાં ભય કિંવા ગભરાટના આછા ઓળા છે. આર્ય બાળાના વદન ઉપરથી દૃષ્ટિ ફેરવીને દીપસિંહે તેની છાતી પર દૃષ્ટિ તાકી તે કમ્પ્યો. અર્ધ ભોંકાયલી કટાર વડે મોતીની છાતીએ એ જાલીમને ગભરાવ્યો. ગભરાટની સાથે તેને એક વિચાર આવ્યો: "આ કટાર તેણે મારી છાતીમાં ઘોંચી દીધી હોત તો?"

અને ખરેખર મોતીએ, પોતાની છાતીને બદલે એ દુષ્ટ દીવાનની કઠોર છાતીને ચીરી નાખી હોત તો ઘણું સારું હતું એમ કહેવું જોઇએ. આર્ય કુમારિકાના કોમળ પરંતુ અણિને વખતે બનેલા કઠિન હસ્તો,

એ જુલ્મીનો જાન જરૂર લઇ શકત. ત્યારે મોતીને પોતાનીજ છાતીના લોહીથી ખરડાવાનું કેમ ગમ્યું? જે કટાર તેણે પોતાની ફુલ સમી ખીલતી છાતીમાં ઉંડી ઉતારી દીધી તે કટાર તેણે એ દીપડાંના દેહમાં કેમ ન ઘોંચી! પોતાના જીવનને બચાવવાની સાથે મણીપુરની રહીસહી વિશુદ્ધ સુંદરીઓની પવિત્રતા બચાવવા, એ નર રાક્ષસને મ્હોતને આંગણે તેણે કેમ ન મોકલ્યો? પોતાના નિર્દોષ લોહીથી રંગાયેલી કટારથી તેણે ઢીપસિંહના કાળમુખના કટકા કેમ ન કર્યા હા, પણ જો તેણે એ પ્રમાણે કર્યું હોત કિંવા મરી ચૂકેલી મોતીએ પોતાના કોમળ હસ્તો વડે કામાંધના કઠોર જડબાને ધુળ ભેગું કર્યું હોત તો આ વાતો આટલેથી જ અટકી પડત, ને તેથી 'જે થયું તે સારા માટે' નો વિચાર એવી કથા પ્રવાહમાં આગળ વધીએ.

દીપસિંહે, મોતીની મૃત કાયને ગમગીની ભરી દૃષ્ટિએ જોઇ. પણ તેની એ ગમગીનીનું થોડીજવારમાં અવસાન થઇ ગયું.! મોતી જેવી એકાદ કુમારીકા મ્હોતના ધાને પ્રાપ્ત કરે એ તેને મન કાંઇજ વિસાતમાં નહોય તેમ લાગ્યું. તેણે તરત મોતીની છાતીમાં સ્થાન પામેલી કટારની મુઠ પકડી...ને ખેંચી પ્રભુએ ઘડેલી પુતળી, કુદરતની મૂર્તિ જેવી મોતીના નિર્દોષા લોહી અને આંતરડાથી ખરડાયલી કટાર બહાર આવી. કટાર લોહીથી તરબોળ હોઇ તેને દુર ફેંકતાં ગાદીચો લોહીના ડાઘાવાળો થાય ને તેથી પોતાનું પાપ પ્રકટ થઇ જવાનો પ્રસંગ ઉપસ્થિત થાય એમ હોવાથી તેણે કટારને મોતીની સાડી વતી સાફ કરી; ને પછી કટારને પોતાની ભેટમાં છુપાવી દીધી.

મોતી મ્હોત પામી ગઇ છે. પરન્તુ તેના મ્હોનો ચળકાટ જીવંત મૂર્તિ જેવો ચળકી રહ્યો છે. દીપસિંહે એ ચમક જોઇને

નિસાસો મૂકયો. નિરાશાના એ નિસાસાની સાથે તેના અંતકરણમાં અભિમાનના અંકૂર ફૂટયા. તેનું મુખ ક્રોધના તનખામાં તપવા લાગ્યું. તે ઉશ્કેરાયો. મહાદેવી મોતીના મૃતક દેહપર એ નરાધમ જોરથી લાતો મારવા જેટલો ક્રૂર બન્યો! મોતીએ તેના માન, ગૌરવનો કચ્ચર ઘાણ વાળી નાખ્યો છે એ બીના તેને અત્યંત અસહ્ય થઇ પડી. મોતીના મ્હોં પર પણ એ રાક્ષસે લાતો મારી. લાતના મારથી મોતીનું નાક છુંદાવા લાગ્યું, તેનું અનુપમ સૌન્દર્ય હણાવા લાગ્યું. પરંતુ તેના મ્હોં પર જે તેજ ચમકતું, તે તેજ જરાજ પણ ઓછું ન થયું!

મોતી! લોહીના રંગથી તેનાં કપડા રંગાઇ ગયાં છે. નરપિશાચની લાતો વડે તેના વદન સૌન્દર્યનો ધ્વંશ થયો છે મ્હોતના કરાળઘાથી તેની છાતી નીચી ઉતરી ગઇ છે. જખમનાં ઉંડાણમાંથી હજી પણ રકતનાં ટીપા આવી રહ્યા છે. દીવાનના જુલ્મી ખપ્પરમાં હોમાઇ ચૂકેલી તે બહાદુર બાળા, પાપનિકેતનના ગલીચ ગાલીચાપર સદાને માટે શાંત થઇને સૂતી છે. મોતીનો આ દેખાવ જોતાં કાળમીંઢ પત્થરથી પણ અધિક કઠોર હૃદયવાળા માનવીઓ છાતીફાટ રડી પડે એમ હોવા છતાં એ ઘોર પાતકી પિશાચને લેશ પણ અનુકમ્પા જણાતી નથી! મ્હોતની શાંતનિદ્રામાં સૂતેલી મહાદેવીને, તે ક્રૂર આંખોવડે જોઇ રહ્યો છે. દીપસિંહ જેવો એકજ નહિ, બલ્કે હજારો–લાખો દીપસિંહોના દીપડા જેવા ભયંકર મ્હોંને બાળીને ખાક કરવા જેટલી શકિતથી ઉભરાતા એ મોતીના લોહીના ટીપાંને પણ તે ગણકારતો નથી!

અહો! દીપસિંહનું દીલ કોણ જાણે પરમાત્માએ કેવું ઘડયું હશે?!

" જેથી ઘોધ પત્થર પર પડે, પણ કહો કદી તે પીગળ્યા ?
" કોં વજ્રસમ હૃદયો જગતમાં કઠિન એવાં છે પડયાં !"

એ ન્યાયે દીપસિંહનું હૃદય હજી સદશ કઠિન છે. દયાની તેમાં છાંટ નથી, ધર્મનો તેમાં અંશ નથી. નીતિ પ્રતિ તેની મુદ્દલ નજર નથી દીવસ ઉગતાં વિકસિત વિશુદ્ધ તાજા કુમારી કુસુમને છુંદવા, મધુદેવીના પાયમાલીના જામ ઉપર જામ ગટગટાવવા, ને મોહમયી મલકાજનનાં મધુરા સંગીતનો મધુરો આસ્વાદ ચાખવો. એજ એ મહા અધમ નરરાક્ષસના જીવનના નીચા મત્રો હતા !

પ્રભાત હજી નથી પ્રકટયું. અરૂણોદયનાં આછાં ચિહ્ને પણ હજી દષ્ટિએ નથી આવતા મોતીના મ્હોતથી રડતી રાત્રિ; એના પાયે પાયામાં હજીયે ગાઢ તિમિર છે. એ ગાઢ તિમિરમાં ભયનાં ચમકાર છે ભયંકર શાંતિ છે. દિવસે પ્રવર્ત્તતા તૂફાની પવનમાં વિરામ છે. રાત્રિ શ્યામ ને ભયપ્રદ છે.

ને આડંબરના અપમાનથી દીપસિંહનો પ્રજ્વલિત થયલો ક્રોધાગ્નિ વધ્યે જાય છે. રે ! મોતીના દેહપર એ દુષ્ટની લાતો જોરમાં પડતી જાય છે. લાતો મારાને આખરે તે થાક્યો. પોતાનું અપમાન કરનાર, નીચ મુરાદને નિષ્ફળ કરનાર મોતી મૃત કાયાની શું વ્યવસ્થા કરવી ? એ વિષેના ઘાટ ઘડવામાં તે રોકાયો દીર્ઘ સમય તેણે ઘાટ ઘડયા કર્યા.

" તલ્વારની ધારથી તેના કકડા કરવા ? ચાદરમાં લપેટી કોઇ ઉંડી ખાઇમાં તેને નાખી દેવી ? કે આગળની જવલંત જ્વાળામાં તેને ખાક કરી નાંખવી ? "

પાપનો પ્રકાશ ન થાય ને શબની વ્યવસ્થા થઇ જાય તેનો વિચાર કરી કહ્યો. એ વિચારમાં તેણે એક કલાક વીતાવ્યો.

આખરે શબને ચાદરમાં બાંધીને ગામ બહારની કોઇ ઉંડી ખીણુમાં દાટી દેવા એકાદ નોકરને અત્યારેજ મોકલી દેવાનો તેણે વિચાર કર્યો તે હતો તેનાથી અધિક ક્રૂર થયો તેની આંખો જુલમના કિરણથી ઝબકવા લાગી. તેના પ્રાપી પગલાં શબ પ્રતિ થયાં દીર્ઘાસંહે મોતીને કૈં અનેરા તેજથી શોભતા એઇ. તે સ્થંભી ગયો. તેના જુલમના જવાળ ક્ષણભર શાંત બન્યા

પણ હમણાં તેને સમયનું મૂલ્ય છે. શબના ઓજસથી અંબાઇ ને તે કમકમે તો દિલાવરીનો વિનાશ થાય પ્રભાકરના પુનિત પ્રકાશ પૃથ્વી તલપર પથરાઇ રહે. સાથે સાથે એક ઉગતી કળીને ખુંદવાના મહાપાપ ને ગુપ્ત રાખવાનું મુશ્કેલ થઇ પડે એવું વાતાવરણ ઉપસ્થીત થાય !

તેણે પલ ગપર પાથરેલી સફેદ ચાદર લીધી ને મેતીના શબની બાજુમાં પહોળી પાથરી, શબને ઉચકવા જતાં કપડાં લોહીથી ખરડાય તેથી તેણે કપડા ઉતારી એક બાજુ ફેકયાં. માત્ર એક ધોતીઆ ભેર તે મોત્તીના શબને ઉંચકવા તૈયાર થયો. મુઠ્ઠી વાળી તે નીચો વળ્યો...જે હાથો એ કાળો કેર વર્ત્તાવ્યો છે તે હાથો, શબના હાથને અડકયા. શબના સ્પર્શથી તે ધ્રુજ્યો. તેનું કઠોર હૃદય કમકમ્યું. મોતીના મૃણાલના દંડજેવા હસ્તો, જાલીમના હસ્તોમાં પકડાયા. એ વખતે મોતીના મુખ પર દીવ્ય પ્રકાશ ઝળ હળ્યો. એ પ્રકાશમાં, પાપી અંજાઇ ગયો. પોતાના હાથ, જુલ્મગારના હસ્તોએ પકડયા, પણ તેવું જીવતાં નબનવા દીધું એ સતોષથી મોતીનું મુખ ઔારજ દીપવા લાગ્યું અંજાયલા આંખો પાપાએ બીડી દીધી. 'મરેલી પણ તે આર્યા કુમારિકા મોતી છે, સુંદર છે. સુશિક્ષિત છે અણમુલા શીયળને સાચવવા સફળ નીવડેલી મહાદેવી છે ભલે તે

મરેલી છે; પરન્તુ તેનો દૈવી પ્રકાશ અખંડ છે... પ્રલય હીન છે. તેની સ્હામે દૃષ્ટિ કરવા જેટલી શક્તિ, દુષ્ટ દીપસિંહમાં ક્યાંથી સંભવે ?

પ્રતિભા શાળી મોતીના વદન પરના પ્રખર પ્રકાશની સ્હામે એક જુલ્મગાર શું કદીયે જોઇ શકે ? સામ્રાજ્યના સામ્રાજ્ય સળગી જાય એટલી એ દૈવી પ્રકાશમાં પ્રખરતા છે. દીપસિંહની ક્રૂર આંખો બીડાઇ ગઇ. બન્ને હાથના મુઠ્ઠી ઉઘડી ગઇ મરેલી મોતીના હસ્ત પાપીના હસ્ત પાશથી મુક્ત થયા.

દીપસિંહ દુષ્ટ છે. કરૂર છે. જાલીમ છે. ખુનપર ખુન કરવા જેટલી શકિત સંપન્ન છે. પરંતુ મોતીએ તેને એટલો મ્હાત કર્યો કે તે શબને ચાદરમાં બાંધવાના વિચારને વ્યવહારમાં યોજી શક્યો નહિ બીડેલી આંખે તે દીવાનખાના બહાર આવ્યો. આખ ઉઘાડતાં તેણે તાલી પાડી...પહેરો ભરતો હબસી નજીક આવ્યો. કાલરાત્રિના શ્યામ અંધાર જેવો હબસાનો રંગ હતો. દીપસિંહે તેને આજ્ઞા ફરમાવી:

" અભયસિંહને અત્યારેજ બોલાવી લાવ જા ! "

હબસી રસ્તે પડ્યો. માર્ગમાં ત્હેને તર્ક પર તર્ક આવ્યા પણ એ તર્કોનો તેણે વિચાર કર્યો નહિ. ત્વરિત ગતિએ તે અભયસિંહના મકાને આવ્યો અભયસિંહ આ વખતે જાગતો પથારીમાં પડયો છે. શાન્તા અને મોતીને ફસાવવામાં વિજયી નિવડેલો હોઇ તે પોતાની જાતને શાબાશી આપી રહ્યો છે. હબસીએ મકાનના મુખ્ય દ્વારની લોહ સાંકળ જોરથી ખખડાવી. શાતરાત્રિમાં સાંકળનો અવાજ અભયસિંહના કર્ણ પ્રદેશપર પડયો. તે ચમકયો. પથારીમાંથી ઉઠીને તે દ્વારપાસે આવ્યો. ને બોલ્યો: " કોણછે ? "

" ઉઘાડો ! " હબસીએ ભયાનક અવાજે જણાવ્યું; " હું દીવાન સાહેબનો માણસ છું ? "

આ શબ્દોને અંતે અભયસિંહે દ્વાર ખોલ્યા. હબસીએ નમીને જણાવ્યું:

" સાહેબ ! આપને દીવાન સાહેબ અત્યારે બંગલે બોલાવે છે ! "

" અત્યારે ? " અભયસિંહે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

" જી હા. " હબસીએ વિનયપૂર્વક જવાબ આપ્યો.

અભયસિંહ તરત કપડાં પહેરી લઇ તૈયાર થઈ ગયો ને પોતાને તેડવા આવેલા હબસીને તેણે કહ્યું.

' ચાલ, હું આવું છું !"

બન્નેજણાં ત્યાંથી ચાલતા થયાને અલ્પ સમયમાંજ તેઓ દીવાનના બંગલામાં પહોંચ્યા.

અભયસિંહની રાહ જોતો દીપસિંહ એક ખુરશીપર બેઠો બેઠો હુક્કો ગગડાવી રહ્યો છે ત્યાં અભયસિંહ ઉપસ્થિત થયો. દીવાનખાનાની મધ્યમાં સુતેલી મોતીને જોતાંજ તે ગભરાઇ ગયો. મોતીને લોહી લુહાણ જોતાં તેણે ગભરાટની સાથે આત્મગત ઉદ્ગાર કાઢયા.

" એક કુમળુ કુસુમ ખીલ્યું–અણખિલ્યું છુંદાઇ ગયું ! "

અભયસિંહને જોઇને દીપસિંહ ખુરશી પરથી ઉભો થયો ને બોલ્યો. " અભયસિંહ ! એક સકટ આવ્યું છે. "

" હેં ! " અભયસિંહના કપાળમાં કરચલીઓ પડી.

" આ મોતીના મડદાનું શું કરવું ? " દીપસિંહે શબ તરફ આંગળી ચીંધીને કૈંક ગભરાયલા અવાજે પ્રશ્ન કર્યો.

" શું કરવું ? " અભયસિંહ શબ પાસે ગયો, શબનું અવલોકન કરી ને તેણે ઉમેર્યું: " સાહેબ ! આમાં કૈં મોટી વાત નથી, હમણાંજ આ શબને અહિંથી ખસેડી તેને દાટી દેવા વ્યવસ્થા કરૂં છું, આમ ગભરાઓછો શા માટે ? "

દીપસિંહે છૂટકારાનો દમ ખેંચ્યો, તેનું ઉછળતું હૈયું નીચે બેઠું. તેના અંતરમાં શાંતિ આવી. મિત્રના આશ્વાસનમાં લુબ્ધ થયેલો આત્મામિત્રને શાબાશી આપવાની પ્રેરણાને દાબી શક્યો નહિ.

" શાબાશ દોસ્ત ! " તે બોલ્યો: " આફ્રિન ! "

" સાહેબ ! " અભયસિંહ શબ તરફ નજર રાખીને બોલ્યો: " આના આવા હાલ કેમ થયા ? "

" શું કહું અભયસિંહ ! " દીપસિંહ બોલ્યો: આ મોતીએ તો મને મ્હાત કર્યો. મ્હારા ગૌરવનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. "

" શું તમને તે સ્વાધિન ન થઇ ? " અભયસિંહ આછું હસીને બોલ્યો તેનું કઠોર હાસ્ય દિવાનખાનામાં ગાજી રહ્યું.

" ના. " દીપસિંહ બોલ્યો: " અરે ! તેણે પોતાના શરીરને એક આંગળી પણ અડાડવા ન દીધી ! "

" પછી તેને—" અભયસિંહ બે કકડે બોલ્યો; " તમે મારી નાખી !

આ પ્રશ્ન પૂછાતાં દીપસિંહના નેત્રો સમક્ષ ઉછળેલી મોતી પોતાની કેડમાંથી ખેંચેલી કટારને પોતાની કોમળ છાતીમાં ભોંકે છે; એ કરૂણાજનક દશ્ય ખડું થયું. બોલ્યો.

" ના, ત્હેણે આત્મહત્યા કરી "

અભયસિંહ ચોંક્યો. તેની માન્યતા અત્યાર સુધી એવી રહેલી કે મોતીનું મ્હોત દીવાને કર્યું: પણ દીવાનના શબ્દો સાંભળીને તેની એ માન્યતા દુર થઇ. આશ્ચર્યાન્વિત ચ્હેરે તે બોલ્યો:

" તેની પાસે કઇ શસ્ત્ર હતું?' ( એટલું બોલીને તેણે વધુ ઉમેર્યું " મે તો તેની પાસે કંઇ જોયું નહતું ? "

વખત વાયુવેગે વીતતો જતો હોવાથી દીપસિંહ અકળાયો ને તે બોલ્યો.

" અભયસિંહ ! " અને તે લજવાતો હોય તેમ વધુ બોલ્યો: "તેણે મારી ભેઠમાથી કટાર ખેંચી લઇને તે વડે આત્મહત્યા કરી. પણ હવે એ વાતો જવાદો. જેમ બને તેમ ઉતાવળથી આ શબની વ્યવસ્થા કરી નાખો કે આપણા પાપો પ્રકાશિત થવા ન પામે."

દીપસિંહ દાનવની ભેઠમાંથી કટાર ખેંચનારી ગૌરવાન્વિત બાલિકાની હિંમતના અભયસિંહે મનમાંજ વખાણ કર્યા ને પછી બોલ્યો:

" સાહેબ, જરાપણ ડર રાખશો નહિ. એક ફડાકામાંજ શબને દાટી દેવરાવવાની વ્યવસ્થા હું કરી લઇશ. એ માટેની ચિંતા તમારે જરાપણ કરવી નહિ. પણ કહેશો, બીજી કુમારિકા કયાં છે ?"

"તે બાજુના રૂમમાં છે, કેમ ?" દીપસિંહ બોલ્યો:

" ત્હેના માધુર્યની મીઠાશ ચાખી ?" જરા હસીને અભયસિંહે પ્રશ્ન પૂછયો.

" હા, તે તો કશાપણ પ્રયત્ન વિનાજ તાબે થઈ; ને તેના ખીલતા યૌવનના ઉપભોગથી—"દીપસિંહના ફેફસાં ફુલાયા. છાતી પર રાખી તેણે વાક્ય પુરૂં કર્યું—" મ્હારી છાતી ઠરી."

" તેને રજા આપવાની છે,—" અભયસિંહ બોલ્યો: " કે બે ચાર દિવસ રાખીને તેના ઉછળતા યૌવનનો વધાર ઉપયોગ કરવો છે ? "

' બે ચાર દિવસ તેને રાખતાં કદાચ વાત જાહેરમાં આવે તો?" ભયભર્યા અવાજે દીપસિંહે પ્રશ્ન કર્યો.

" એ બાબત જરાપણ ડરવા જેવું નથી–"

" કેમ ?" દીપસિંહ આતુરતા પૂર્વક વચ્ચે પડ્યો.

" એ છોકરી તેના મામા સાથે મોસાળ જતી હતી, ને માર્ગમાંથી તેને ઉંચકી લાવ્યો છું. તેના માતાપિતા પુત્રી મોસાળે ગઇ છે. એમ જાણીને તપાસ કરશે નહિ એટલે તેને બેચાર દિવસ વધુ રોકવામાં કંઇપણ વાંધા જેવું નથી. "

" પણ એ છોકરીના મામા તરફથી—"

દીપસિંહને બોલતો અટકાવીને વચ્ચેજ અભયસિંહ બોલ્યો:

" તેના મામા તરફથી કદાચ કંઇ તપાસ ચાલે તેથી શું થઇ ગયું ? એથી કંઇ થોડોજ શક ઉભો થશે કે તે છોકરીને તમે છુપાવી છે ? હા, પણ તેને રોકવામાં તેની મરજી હોવી જોઇએ એ ખરૂં ! "

" યદિએ શાન્તાને થોડા દિવસ સંઘરવામાં કંઇપણ હરકત ઉભી થાય એવું ન હોય તો તેમ કરવા હું પ્રેરાઇશ. આહ ? શું તેની સુંદરતા ! યૌવનની છટા દર્શાવતા તેના પ્રિતિપદ અધરની શું મધુરી મીઠાશ ! ઘણા દૂધમાં ઉકાળેલી ગુલાબી ચ્હા જેવી શું તેની અનુપમ ત્વચા ! પરિપકવ થયલા આ પ્રપળથી પણ અધિક મીઠાશ અનુભવાતા શું ચુંબનાતુર તેના ગુલાબી ગાલ ! સ્વર્ગ સુંદર કનક વેલ જેવી શું તેની લાવણ્યમયી દેહલતા ! દેવદુર્લભ દેહલતાને મ્હારી

છાતીમાં ચાંપીશ; અને ખૂબ ચાંપીશ, પછી તેનું અનુપમ સૌન્દર્ય ઉભરાતું ચાલશે મદન રસને ચાખતાં તે અત્યંત ખીલી નિકળશે. જેમ જેમ મારી કામલાલસાને તૃપ્ત કરવાના પાત્ર તરીકે તે ઉપયોગમાં આવશે તેમ તેમ તે વધુ ને વધુ વિષય પિપાસુ બનતી જશે. વિષયના વિકારના અંજનથી તેના તરલ નયનો એવા ઝગકશે, કે તેને નિહાળતાં મ્હારો રસ સાગર ઉછળશે!"

શાન્તાની સ્તુતિ કરતા એ 'બાલજીવ'ને એકાએક શબની સ્મૃતિ થઇ આવી તેના શબ્દો સાંભળીને અભયસિંહ છુપું હસતો હતો, તે તેણે જોયું પોતાના હાસ્યને માટે દીપસિંહ ખોટા તર્ક ન ઉઠાવે એ માટે અભયસિંહે પૂછયું: "પણ તે રોકાવું પસંદ કરશે?"

"બે શક!" જાણે શાંતાના હૃદયની તેણે પરીક્ષા કરી લીધી હોય તેમ દીપસિંહ બોલ્યા: "તે ઘણીજ સરળ છે!"

"ઠીક—" અભયસિંહ બોલ્યો: "ત્યારે આ એક શબની વ્યવસ્થા કરૂંને!"

"હા,', પહોળી આંખ કરીને દીપસિંહ બોલ્યો: "અને તે વ્યવસ્થા અત્યંત ચાલાકી પૂર્વક થવી જોઇએ. કોઇ જાણવા પામી શકે નહિ!"

"એ મ્હારૂં કામ!" અભયસિંહ ગર્વ ભર્યા અવાજે બોલ્યો. ને દીપસિંહ હેઠે હૈયે બેઠો. અભયસિંહ શબ પાસે આવ્યો. ચાદર પાથરેલી હોઇ શબને ઉંચકીને નાખવા, તે તૈયાર થયો એ વખતે તેનો ચ્હેરો અતીવ ભયાનક ભાસવા લાગ્યો, તેના ભવ્ય કપાલમાં દુષ્ટતાની રેખાઓ પડી. તેના નેત્રોમાં કઠોરતાના કિરણ ચમક્યા. તેનું હૃદય, ન વર્ણવી શકાય એવું ક્રુર બન્યું.

દાંત વચ્ચે હોઠપીસીને શયતાનના એ સોબતીએ શબને ઉંચક્યું; ને હળવે રહીને પહોળી પથરાયલી ચાદરમાં નાખ્યું. મોતીના નાકને કચરાયલું જોતાં તથા તેના સુંદરવદનને છુંદાયલું જોતાં તેને અત્નનો

તર્ક આવ્યા. પણ એ તર્કનો તેણે વિચાર કરવા જેટલો અવકાશ છે નહિ, તેથી પોતાના ક્રુર હાથે તેણે ચાદરની ગાંસડી બાંધી, ચમ્પાના નવવિકસિત સુમનથી પણ સર્વિશેષ સુંદર મોતીનું શબ. સફેદ ચાદરના બંધનમાં જકડાઇ ગયું ! જે કામ પોતાથી ન થયું તે પોતાના સોબતીએ નિમિષ માત્રમાં કરી બતાવ્યું એ જોઇ દીપસિંહને પોતાની નિર્બળતા પર તિરસ્કાર આવ્યો.

" મોતીના મડદામાં કંઇ વધુ વજન ન હોઇ, કોઇ નોકરને ન બોલાવતાં પોટકું ઉપાડી ગામ બહાર જવા અભયસિંહ જાતે તૈયાર થયો. ને જરા વારમાંતે દીવાનના પ પનિકેતનમાથી, મોતીના મડદાનું પોટકું અદશ્ય થઇ ગયું !

---

## પ્રકરણ ત્રીજું.

---

### પાપનું પોટકું શિવાલયમાં આવ્યું !

---

" ભયંકર ભોગલોલુપને ધુરંધર ધર્મનાનાશક !
" વિલક્ષણ નીચ વ્યભિચારી અતિ નિર્દય નીતિ ઘાતક !
" સ્વપાપો ગુપ્ત રહેશે માનતા એવું મહા ચંડાળ !
" પરન્તુ પ્રગટતા નિશ્ચય ફિરણુ પાપો તણાં કો કાળ !"

—મંગલ.

શ્યામવર્ણી કાળરાત્રિ આતુર નયને અરૂણોદયની વાટ જોઇ રહી છે, પરન્તુ હજી પ્રભાત પ્રગટયું નથી, હજી વાર છે. દીપસિંહની દુષ્ટતામાં દહન થયેલી ગુલાબની કલિકા સમી મોતીનું મડદું પૃથ્વીમાં

દટાય, તેના ઉપર માટીના ઢગ થઇ જાય અને એવી રીતે શયતાનનાં કાળાં કામનું પ્રાકટ્ય ન થવા પામે ને દીવાનને જરાય કનડગત ન થાય એટલા માટે અંધકારના આભૂષણથી ઓપતી એ ઘોર રાત્રિ, દિપસિંહની દયાખાય છે. તેથીજ પ્રભાતને હજી વાર છે. મોતીના મ્હોં પર, જખ્માયલી છાતી પર, સુકોમળ હાથ પર, ઘણુંજ સુંદર ચરણ પર—અરે ! સારી દેહ લતાપર માટીના થર જામી જાય એ પળની એ રાત્રિ રાહ જુએ છે. શબને સંતાડવાના શયતાનના કાર્યને અન્તે—કે તે પછી થોડી વારે—રાત્રિનો અન્ત આવશે. અંધકારાવૃત અવનિતલ પર પ્રભાતના પ્રભાકરના પવિત્ર પ્રકાશ પથરાશે. ને એ પ્રકાશ ભય—તિમિરને એક સરખી રીતે ગળી જશે.

હજી રાત્રિ છે; પણ તેનો અંધકર અભયસિંહને ઉત્તેજીત કરે છે. પ્રભાત પહેલાં પાપ ઉપર પડદો પડે એવી એ રાત્રિને આતુરતા જાણે પૃથ્વીને ઘેરી રહેલી એ ગાઢ અંધકારવાળી રાત્રિ, “ તારૂં કામ આટોપી લે ત્યાં સુધી પ્રભાત ઝળહળશે નહિ. એવું અભયસિંહને વચન આપે છે. તે આગળ વધીને જાણે એમ પણ કહે છે કે: “ પાપનું પોટકું કોઇ ઉંડી ખીણમાં તું ફેંકીદે ! ત્યાર પછીજ મ્હારો અંધકાર ખંડિત થશે ને છતાં જો આ તકનો લાભ લેવામાં પ્રમાદનું અવલંબન થશે તો જરૂર જાણજે અભયસિંહ ! તને અને તારા શયતાન દીવાનને રાત્રિ દિવસ અશ્રુસારવા વારો આવશે; ને તમે અધમતાના અંતીમ પગથીયે ગબડી પડશો. ”

રાત્રિ શ્યામને ભીતિ યુક્ત છે, છતાંય તે અભયસિંહ તરફ તો આશિર્વાદ વરસાવી રહી હોય એમ લાગે છે. રજની છે, કરાળ અંધકારમય છે, ને તે પોતાનો કૃપાળુકર અભયસિંહ તરફતો લંબાવી રહી છે. શામાટે લબાવી રહી છે ? એ વિચારવા જેવું છે. રાત્રિ

દુષ્ટ છે, ભયંકર છે, ને તેના કૃપાપાત્રનું હૃદય પણ દુષ્ટ છે, ભયંકર છે; એ સંબંધના સુંદર સંગીત પર શું એ રાત્રિ નૃત્ય કરતી હશે ?......હોય પણ !

'પ્રભાત થઈ જશે' એ ડરથી ત્રાસતો અભયસિંહ રાજ રસ્તાપર ચાલ્યો જાય છે, ત્યારે રાત્રી રાણીનો હાથ તેના મસ્તકપર છે. પોતાના કાળા સોબતીના ભયને રાત્રિનો એ હાથ ચૂર્ણ કરે છે. ને સૂર્યોદય પ્રથમ પાપના પ્રકાશની સાબીતીરૂપ શબના પોટકાને દાટી શકાશે એવી આશા આપે છે એ આશાની સફળતાને અન્તે મ્હારો અંધકાર વિરામશે; ને અંધકારનાં અભ્રને ચીરીને રવિ કિરણનો ધરતી પર આવિર્ભાવ થશે. એમ રાત્રિ, જાણે એ અધમ પશુને કહે છે; ને ઉમેરે છે. "અભય ! ઉતાવળ કર. હું તારા માટે થોભી રહું છું."

આ પ્રમાણે શાંત, એકાંત અર્પતી, શિક્ષા દેતી રાત્રિનો આભાર માનતો અભયસિંહ ઉતાવળે પગલે,—છતાંય જરા પણ અવાજ ન થવા પામે એવી રીતે ચાલ્યો જાય છે. રસ્તાપર કોઇ જગ્યાએ ફાનસ છે, પરન્તુ એ ફાનસના મન્દ—અતિમન્દ પ્રકાશવડે પોતાને દુરથી કોઇ જોઇ શકે એમ ન હોઉં; તેના ક્રુર ચહેરાપર ભય કિંવા ગભરામણની છાંયાને સ્થાન નથી. ચાલતાં તે ચોમેર દષ્ટિ ફેંકે છે. કરાળ કાળરાત્રિનો ભીષણ અંધકાર સદાય ટકી રહે એવી તેની ઇચ્છા છે. શ્યામલી નિશા, તેની એ ઇચ્છા ફળશે—એમ સૂચવે છે. જે રાત્રિમાં પાપનું પારાયણ બેઠી તે રાત્રિમાંજ તેને પરિસમાપ્ત કરી દેવા, એ વિભાવરી જાણે કે તેને વિનવે છે.

રાત્રિના ગાઢ અંધકાર વચ્ચે અભયસિંહ મણિપુર બહાર નિકળી ગયો. કોઈ માણસ તેને ન જોઇ શક્યું એ માટે તેને આનંદ

ઉપજ્યો. માથે લીધેલા પોટકા સાથે તે દુર દુર નિકળી ગયો. ત્હેની દૃષ્ટિએ વિશાળવૃક્ષના જૂથો દેખાયા. રાત્રિના તિમિરમાં એ જૂથો એવા જણાય છે કે તેને જોતાં માનવીને ભય જણાય. ભૂતની બ્રમણા વડે મગજ ભમી જાય.

જે રસ્તે અભયસિંહ ચાલ્યો જાય છે. તે રસ્તે-અને ચોતરફ અંધકાર છે. ગાઢ અંધકારમાં કોઇ કોઇ વૃક્ષની ટોચે વિરાજેલા ઘૂવડ રાજો ઘૂઘૂ નો અવાજ કરીને ભયાનકતામાં વૃદ્ધિ કરી રહ્યા છે. અંધકાર આડે રસ્તો સુઝે એમ નથી; તથાપિ એ નીચાશયી નરને તેની નેત્રજ્યોત દોરી રહી છે ચક્ષુહીન સુરદાસને કોઇ તેની લાકડી પકડીને દોરે તેમ. રાત્રિના અન્ધારા ઉદરમાંથી તેને પોષણ મળે છે. તેને લાગે છે કે પોતાનું કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થયા પછીજ પૂર્વાકાક્ષ લાલ થશે.

કુદરતને ખોળે વિજનવાટ કાપતો તે ચાલ્યો જાય છે. ઘણે દૂર ગયા પછી તે અટક્યો. અંધારામાં પણ પોતાની ચક્ષુઓ આજુ બાજુ જોઇ શકે છે. તે-જોઇ તેની છાતી પહોળી થઇ. તેણે સ્થિર ઊભા રહી ચોમેર દૃષ્ટિ નાખી. તેના માથાપર રહેલું પોટકું એકાદ કાળ જૂના દેવમન્દિર ઉપરના ઇંડાની ભ્રાન્તિમાં નાંખે છે. થોડીવારે જ્યારે તેને એમ લાગ્યું કે આટલામાં કોઇપણ માણસ વર્તમાન નથી; ત્યારે તેણે ધીમે રહીને શબની ગાંસડી માથાપરથી ઉતારી જમીનપર મૂકી. કમ્મરમાં છુપાવેલું ખંજર તેણે બહાર કાઢ્યું. મેઘલી રાતના અંધકાર વચ્ચે વીજળીના ચમકારની જેમ ખંજર ચમકી રહ્યું. નિમિષમાત્રમાંજ એ ખંજરપર ઝાકળ ઠર્યું. ઝાકળ બિન્દુને સાથે લઇ તે જમીનમાં ઉતર્યું. ચમકતું ખંજર ધુળ અને ઝાકળના સમીશ્રણથી મલીન થયું. ઉંડો અને ઘણો ઉંડો ખાડો

ખોદાયો, પરિશ્રમથી અભયસિંહના શરીરમાં પ્રસ્વેદ વછૂટયો. તેને લાગ્યું કે શબને દાટવા જેટલો ખાડો ખોદાઇ રહ્યો છે. ત્યારે તેણે ખંજરને મ્યાન કર્યું. બન્ને હાથોવડે પોટકું ઉંચકયુંને ખાડામાં બરાબર ગોઠવી દીધું. જમીનમાંથી ખંજરવતી બહાર આવેલી માટી, ખાડાના કિનારાપરથી ખસેડીને શબન દાટવામાં વાપરવામાં આવી. મોતીના ગુલાબીગાલ, હસતું મોહવદન, હરિણ સમી નિર્મળ-નિર્દોષ આંખ, દાડમ બીજ જેવા દાંત, સુગંધ પરિમલથી આમોદિત અધરોષ્ઠ, કનકવેલ જેવા કર દ્વય, ચમ્પાની કોમળ કળાશી આંગળીઓ, કાચી કેરી જેવા કઠિન કૂચોવડે શોભતી સુંદર છાતી, અત્યંત પાતળી કટિ, સુંદરતાની પરાકાષ્ટા કરતાં ચરણ યુગલ,-મોતીના એ બધા મોહક, સુંદર, અને મરોડદાર અંગોપર, જંગલની જમીનની માટી ફરીવળી! એ સુંદરને દીવ્ય કળી ખીલી-ન ખીલી ત્યાં તો કામાંધની ક્રૂરતા રૂપી કઠોર શસ્ત્ર વડે કપાઇ ગઇ ને-અફસોસ! લાખ અફસોસ!-એ કોમળ કળી અકાળે કરમાઇ,-મૃત્યુપામી-પૃથ્વીના ઉદરમાં ઉતરી ગઇ!

પ્રભુની કૃતિ અજબ છે. સંયોગ નીયમીત ગજબ છે. દરેક સંકટનો અન્ત સરજાયલોજ છે. અંતર્ધ્યાન થવા તે નિર્માણ થયલું છે. સંકટના અન્તે આનંદાલ્હાદ અનુભવાય છે. સંકટનું શમન થતાં શિતલહવા શાંતિ આપે છે, જીવનમાં વર્ણનાતીત ઉલ્લાસ સ્ફુરે છે; ને કલ્પનાતીત ઉત્સાહનું પુર આવે છે. દીપસિંહ ઉપર ઝઝુમેલું સંકટ લય પામી ગયું. ધારેલું કામ નિર્વિઘ્ને ખતમ થતાં અભયસિંહને આનંદનો અનુભવ થયો. અત્યાર સુધીના તેના ભયભીત નયનોમાં હવે હર્ષનો સેર ફૂટી. છુટકારાના શ્વાસની સાથે તેના કપાલમાં સંતોષની કરચલીઓ પડી એક મહાન કાર્ય કંઇપણ બાધાની ઉપસ્થિતિ

વિનાજ પાર પાડી શકવામાં વિજયી નિવડયાથી તેના વદનપર ગર્વનું લોહી ચઢી આવ્યું. જાણે-અજાણે તેના હાથ મૂછ મરડવા લાગ્યા.

માટીના ઢગ નીચે મોતીય પોઢી ! અહા ! તે હસતી ત્યારે તેની વદન કાન્તિ કેવી સ્વર્ગની દેવ-કન્યા જેવી દીપતી ? તે દિવસે કોણે જાણ્યુ હશે કે એ બિચારી ખિલતી મધુર કળી પુષ્પમા ઉઘડયા વિના એકાએક ક્રૂરતાથી ચગદાઇ જશે ? તેનું અસ્તિત્વ સદાને માટે ચીમળાઇ જશે ! નવયૌવન આવતા આવતામાં તો તેનું જીવન વિનષ્ટ થશે ! પણ ભાવિના અવનવા કૃત્યોનો જન્મ માણસની દૃષ્ટિ કે કલ્પનાને પેલેપાર અંધારામા છે. મૃત્યુલોકનાં માનવી ભાવીના ભેદ કેવી રીતે જાણી શકે ?

મોતીનુ મધુરૂં મ્હોં ધુળ ભેગું થયું ! પાપીના પાપ કૃત્ય પર પડદો પડી ગયા; પણ એનું વિપરિત પરિણામ, વખતના પડદા પાછળ અદૃશ્યપણે છુપાઇ રહ્યું છે, ને બિચારા અબુદ્ધ આત્માઓ કયાથી જોઇ શકે !

ચોમેર દ્રષ્ટિ ફેંકીને તેણે ત્યાથી ચાલવાનો વિચાર કર્યો. એકાદ સામ્રાજ્યને સર કરીને રાજકીર્ત્તિ સંપાદન કરેલો વીર યોદ્ધો મદમસ્ત પગલાં ભરે તેમ અભયસિંહ ત્યાંથી ચાલતો થયો. પાસેના વૃક્ષમાં કંઇક ખળભળાટ થયો..... ...વૃક્ષ શાખામાથી એ પાપના પુતળાને બે છુપાં નયન જોઇ રહ્યાં !

અંધકારના પડદાથી અભયસિંહને, એ છુપી આંખોએ ઓળખ્યો નહિ. અગાધ અંધારામાં અભયસિંહ ક્યાંય અદ્રશ્ય થઇ ગયો.

થોડીવારે વૃક્ષની ઘટામાં છુપાઇને પિશાચની પાપ બાજી જોનાર માણસ ધીમે રહી વૃક્ષપરથી નિચે આવ્યો. એ વૃક્ષની નીચેજ મોતીને દાટવામાં આવેલી તેણે જોયેલી, તેથી તેને પૃથ્વીપર પગ મૂકતાંજ

બાપના પોટકાને જમીન બહાર કાઢવાનો વિચાર આવ્યો. એ પોટકામાં મુલ્યવાન્ દાગીના કે વસ્ત્રો હોવા જોઇએ એવી તેણે કલ્પના કરી. એ કલ્પનાથી પ્રેરાઇને તેણે કટારવતી જમીન ખોદવા માંડી. થોડીવારે માટી દુર થતાં દીપસિંહના પાપનું પોટકું જમીનમાંથી બહાર આવ્યું! પોટકાના બાહ્ય નિરક્ષણ સાથે તેણે પ્રભુનો જાણે કે પાડ માન્યો. તેને લાગ્યું કે આજ ઘણા દિવસે પ્રભુએ માલમીલકતનો વરસાદ વરસાવ્યો. તેને નૂતન જીવન મળ્યું. તેના હાથ ચાદરની વચ્ચેની ગાંઠ પર પડયા. સુવર્ણાલંકારના દર્શનની અભિલાષામાં તેણે ઉછળતે હૈયે ગાંઠ છોડવા માંડી. તેના નેત્રો બહું મુલ્ય દાગીનાના દર્શનની રાહ જોઇ રહ્યા.

અને આતુરપણે તેણે પોટકું છોડયું...! અંદરની વસ્તુ જોતાં તત્કાળ તે ત્રણ ડગલા પાછા હટી ગયો. અંધારૂં પુષ્કળ હોવા છતાં એક નિર્દોષ કન્યાકાના લોહી લોહાણ શબને તે જોઇ શક્યો. તેનો આનંદ ગભરાટના સ્વરૂપમાં પરિવર્તન પામી ગયો. અલંકારને બદલે એક અબળા—ને તે પણ નિષ્પ્રાણ લોહીથી ખરડાયલી અબળાને જોતાં તેને મ્હોટો કંપ થયો એ કંપની સાથે મૃતકપર મમતા સ્ફુરી. દયાના અંકૂર ફૂટયાં સોળ વર્ષની છતાં નાજુક બાંધાને લીધે તેર—ચૌદ વર્ષની જણાતી મરેલી મોતીને તેણે જોઇ—ખૂબ ધરાઇને જોઇ. ઘાડા અંધકારમાં પણ શબની સુંદરતા તે કળી શક્યો. જે છાતી મ્હોટા મુનિવરનું મન ચલિત કરે તે છાતીમાં મ્હોતનો ઉંડો જખમ તેણે જોયો. જખમમાંથી નિકળેલા લોહીથી રંગાયલા કપડાને પણ તેણે જોયા. તેણે અનુમાન કર્યું કે: " આ ખીલતા પુષ્પને કોઇ અધમનર ઘાતકીએ ચુંથી નાખ્યું હોવું જોઇએ." કુદરતની ઘડેલી મોહક મુર્તિને મારનાર મનુષ્યને તેણે નિર્દય રાક્ષસથી પણ અધિક ક્રૂર માન્યો,

મોતીનો ઘણો ન્હાનો દેખાવ હોઇ, તે હજી સુધી કુમારિકા હશે એવો તેણે અનુમાન કર્યું. મહાત્માના શાપ કરતાં અધિક કારમા શાપ કુમારિકાના હોય છે એ બાબતનું તેને સ્મરણ થયું. સાથે સાથે તેને ખ્યાલ આવ્યો કે: " આ કુમારિકના શાપે અવશ્ય એક દિવસ તેના અધમ સંહારકનો ખરાબ હાલે વિનાશ થશે? તેનું શબાદિક ગીધ સમડા ચૂંથશે!' તેના દુષ્ટતા પૂર્ણ દેહની ખાખ હવામાં કયાય ઉપડી જશે!"

મોતીની શુંદરતાએ તેને આત્મગત ઉદ્ધાર કાઢવા પ્રેર્યો.

" હા પ્રભુ ! એક મધુરી મૂર્તિનો જગતમાં જન્મ શું આવી અધમ દશામાં ચગદાઇ મરવા માટેજ ! અહા ! આ મૂર્તિ કેવી સુંદર છે ! વિશ્વનિયંતા ! તારા રાજ્યમાં એક સુંદર મૂર્તિની આ દશા ! અરે ! આ નિર્દોષ સુકોમળ બાળાની છાતીમાં કઠોર શસ્ત્રનો કારમો ઘા થતાં તેને કેટલુ સહન કરવું પડયું હશે ! તેનાં પ્રાણુ એક સુંદરતમ શરીરનો ત્યાગ કરતાં કેટલા દુભાયા હશે ! તેણે કેટલા તરફડીયા માર્યા હશે! ઓ ક્રૂર જગત્! એક મધુરી કલિકાને ખુંદાયલી જોવા પહેલાં તારો પ્રલય કેમ ન થયો ? તારી આંખો એ ભયંકર દ્રશ્ય કેમ જોઇ શકી ? હા, પણ તું શું કરે? જ્યારે કૃપાળુ ગણાતા કિરતારે પણ એ દુષ્ટ ઘાતક હૃદય જોયું ત્યારે તું કયાં જાય ?"

તેની આંખ આગળ જાણે કે મોતીના ક્રુર અને નિર્દય ઘાતકો તરવરવા લાગ્યા.

"ઓ દુષ્ટ દાનવ આત્માઓ એક કોમળ કન્યાને તમારી કમકમાટી ભરી ક્રૂરતામાં છેદન ભેદન કરનાર કસાઇઓ ! એક નિર્મળ નિર્દોષ બાળાના બળતા દીલના અસંખ્ય કારમા શાપો શું તમારા ઉપર નહિ ઉતરે એમ તમે માનો છો ? સુમ કુંજોમાં નવરંગી કુસુમ સદનમાં સુધાથી સીંચેલા કુસુમ છેડપર સંપુર્ણ કળાએ

ખીલેલા કુસુમ કરતાં અધિક એક કોમળ અને મધુરી કન્યાની હત્યા કરીને–મળો ફેર ગુજારીને–શું તમે મોજ વૈભવ અને આનંદમાં રહી શકશો ? કદી નહિ ? ઘોર ઘાતકીનું જીવન શું સુખમાં પસાર થાય ? સૂર્યદેવમાં શિતળતા સંભવે તોજ તમારા જાલીમ જીવન સુખની શય્યામાં સોડતાણે ! ધિઃક્કાર છે એવા દુષ્ટાત્માઓને કે જે આવા સુદર, મધુર, અને કોમળ ફુલડાંને પોતાના ક્રૂર ચરણ તળે ચગદી નાંખે છે ! મહાપ્રભુની માયારૂપ મનોહર મૂલ્યવાન મોતીને ફોડી નાખે છે !"

જાણે મોતી જીવંત છે એવો તેને ભ્રમ આવ્યો. છાતીમાં ઉડા ઉંડા ઉતરી ગયલા કરાળ ઘાની વેદનાથી તે અચેતનવત્ જણાય છે. એમ તેને લાગ્યુ કારણ કે મોતીના મુખાર્વિન્દપર અનેરો પ્રકાશ ઝળહળી રહ્યો છે. અચેતનવત બનેલી, ઘડીપળમાં નિષ્પ્રાણ બની જશે. એમ ધારીને શયતાને તેને અહિં લાવી જમીનમાં દાટી હશે. એવો તેને વિચાર આવ્યો ઘણા ધીમા ધબકારાથી મોતીની છાતી સ્હેજ ઉંચી નીચી થાય છે એમ અંધારામાં જાણે કે તેણે જોયું. તત્કાળ તેણે મોતીના હાથને પોતાના હાથમાં પકડીને તેની નાડી જોવાનો પ્રકાર ચાલુ કર્યો. હાથની નાડી તેના જોવામાં આવી નહિ. તેણે શબનું શિર ઉંચકયું. મોતીનું મસ્તક ચોમેર ઝુલવાં લાગ્યું. કંઠનો કાંટો ખરી ગયો છે કિન્તુ બાલિકા બિચારી મરણાધિન થઇ ગઇ છે એવા દૃઢ નિશ્ચયપર તે આવ્યો. ક્ષણ પહેલાં ઉપજેલા વિચાર અસત્ય ઠર્યા. તેણે શોકના નિઃશ્વાસપર નિઃશ્વાસ મૂક્યા. અકાળે કરમાયલી કુસુમકળીની સુંદરતા નિરખતાં તેની આખમાં સ્વાભાવિકજ આંસું આવ્યા.

તે ઘણો દીલગીર થયો પણ તેની એ દીલગીરી શું કામની છે? મોતી તો મ્હોતની તંદ્રામાં ઝુલે છે. પ્રુપગધે પણ તેની એ તંદ્રા ઉડે તેમ નથી. વાજીંત્રોના નાદથી તે જાગે તેમ નથી. શાશ્વત શાંતિમાં સુતેલી એ મોતીને ભુમિપરથી જીવતપણે કોણ જાગ્રત કરી શકે તેમ છે? દીલગીરીના દુઃખનો તે અનુભાવ કરે ને શું મોતીના મૃતદેહમાં પ્રાણનો સંચાર થાય તેમ છે?

તો પછી નિરાશા સિવાય અન્ય કંઇજ નથી. દીલગીરી કે શોકના બેચાર આંસુઓ ખેરવીને ચૂપ રહેવું એવો કુદરતનો ક્રમ છે. દુઃખાશ્રુના થોડાક બિન્દુઓ આંખેથી ટપકાવીને તે શાંત થયો. ભગ્ન હૃદયે તેણે શબને પુનઃ પોટકામાં પેક કર્યું. તેમ કર્યા પછી તે વિચારમાં પડી ગયો. "હવે પોટકાનું શું કરવુ?"

દુષ્ટે ખોદેલા ખાડામાં દાટવાનું તેને યુક્ત લાગ્યું નહિ. પોતાના નિવાસ સાથે લઇ જવામાં તેણે જોખમ જોયું. એને જંગલમાં રઝળતુ મૂકતાં એક ગુલાબી દેહને જંગલના જાનવરો ફાડી ખાય એ તેને મન અત્યંત કમકમાટી ઉપજાવે એવું લાગ્યું. ત્યારે કરવું શું?

દીર્ઘ સમય પર્યંત વિચાર કર્યા પછી તેને એક વિચાર આવ્યો. ને તેણે મગજમાં નૂતન ચમકારનો અનુભવ કર્યો. ક્ષણાઇમાં તેણે પોટકું ઉપાડ્યું, સ્કંધપર મૂક્યુ; ને તે ચાલતો થયો.

કોણ જાણે આજરાત્રિએ શું ધાર્યુ છે કે તેનો ઘણો અલ્પભાગ અવશેષ છે. તથાપિ અંધકારનું જોર સ્હેજપણ ઓછું થવા પામતું નથી. તે માણસ દીવાનના પાપના પોટકાને ઉંચકીને જે રસ્તે ચાલવા લાગ્યો તે રસ્તો એક શિવાલય તરફ જતો હોઇ, અને તે રસ્તો પોતાનો પરિચિત હોઇ ચાલવામાં તે ત્વરિત ગતિ વાપરી

રહ્યો છે. અલ્પસમયમાં તે નિર્ધારિત સ્થાને આવ્યો. જ્યાં એક શિવાલય છે.

પણ ઘણાં જુના વખતનુ એ શિવાલય હોઇ ઉપરનો થોડો ઘણો ભાગ નષ્ટ થયો છે. ધ્વજાનું નામ નિશાન નથી. દુર્જટીના લિંગપર ધુળના થર જાગી ગયા છે. મહાદેવના વાહનપર રજકણો ચ્હડી ગયા છે. શિવાલયનો અંતર્ભાગ ઘણો મલિન છે. શિવાલયની આવી સ્થિતિ જોતાં કલ્પી શકાય છે કે કોઇ ભક્તજન ત્યાં આવતું હશે નહિ.

અને ત્યાં જાય પણ કોણ ? જે સ્થાનમાં એ ખંડિયેર જેવું દેખાતું શિવાલય આવેલું છે. તે સ્થાન ઘોર અરણ્યનો એક ભાગ હોઇ અત્યંત ભીતિપ્રદ છે. મણિપુર ગામથી આસરે એમ ઇલજ દુર એ શિવાલય છે; તથાપિ તેટલે દુર પણ કોઈ નાગરિકજનો જવાની હિંમત કરી શકતું નથી. તેનું કારણ એ કે મણિપુર ગામની હદ પછી તરતજ જંગલ ઝુકી રહ્યું છે. હિંસક જાનવરોની ત્રાસદાયક બુમો વડે ત્યાંનું જંગલ ગાજી રહ્યું હોય ત્યાં ગ્રામ્યજનોનાં પગલાં ક્યાંથી હોઇ શકે ?

તે માણુસ પોટકાને લઇને શિવાલયની અંદર પ્રવેશ્યો.

શિવાલયમાં અંધકાર છે. કાચાપોચાના હાજા ગગડી જાય એવું તે ભયંકર લાગે છે. પણ તે શુરવીર હોઇ કંઇપણ ભય પામ્યો નહિ. તેણે એજ શિવાલયમાં આગળ ઉપર બેચાર વખત આવવાનું સાહસ કરેલું હોઇ ઘોર રાત્રિના ઘોર અંધકારમાં પણ ત્યાં રાત્રિ વિતાવવી એ તેને મન એક બાલક ખેલ જેવું હોય તેમ તેનો ચ્હેરો જોતાં દેખાય છે

અંદર આવીને તેણે પોટકાને શિવાલયના એક ખૂણામાં મુક્યું. શિવાલયને દ્વાર હોવાથી કોઇ હિંસક પશુ અંદર પ્રવેશી શકશે નહિ,

અને તે બાલિકાના શબનું ભક્ષણ કરવા પામશે નહિ એમ તેને લાગ્યું. પછી તે શિવાલય બહાર નિકળ્યોને દ્વાર બંધ કીધા.

વિશાળ મયદાનમાં આવીને તે ઉભો રહ્યો. અંધકાર એટલો બધો પ્રવર્તી રહ્યો છે કે ઘણે દુર સુધી તો શું, પરન્તુ પોતાથી માંત્ર બેચાર હાથજ દુર ઊભેલા મનુષ્યને પણ જોઇ શકાય નહિ એમ છે. તેણે આડી અવળી દૃષ્ટિ ફેંકી આંખો ખેંચીને તેણે જોયું. કોઇપણ માણસને પોતાની આજુબાજુ અભાવ છે એમ તેણે ધાર્યું.

ધીમે ધીમે પુર્વાકાશ લાલ થતું જણાતાં અંધકાર પોતાના અન્તની રાહ જોઇ રહ્યો. સૂર્યનારાયણના પુનિતકિરણને મસ્તકપર ચઢાવીને અંતર્ધ્યાન થવાને આતુર બન્યો. શૃંગાલ, કૂકડા, જંગલી શ્વાન ઇત્યાદિ પશુઓ જે રાત્રિની નિદ્રામાં શાંતપણે ઘોરતા હતા તે જાગ્રત થયાને પોતાના અવાજથી રાત્રિની શાંતિનો કિંચિદંશે ભંગ કરવા પ્રવૃત્ત થયા.

પણ હજીયે પ્રભાતને જરાવાર છે. પેલો માણુસ વિશાળ મયદાનમાં ઉભો રહીને કુદરતના સૌન્દર્યને, તિમિર વચ્ચે પણ જેવું તેવુ જોઇ રહ્યો છે. ત્યાં તેને એકાએક વિચાર આવ્યો. ઉતાવળે પગલે તે શિવાલય નજીક આવ્યો ને ચોમેર એક દૃષ્ટિ ફેંકીને પછી શિવાલયની અંદર તેણે પ્રવેશ કર્યો.



# પ્રકરણ ત્રીજું.

## પ્રજાનો પોકાર.

"' ફાંસે ફસેલા હોય છે, દુર્ગુણ અનેકાનેકના,
" દારૂતણાં દરીયે ડૂબેલા હોય છે જે કહા !
" અંધા બનીને ફરજ વિસરે નરેશ જે પોતાતણી,
" એના અમલમાં રાંકડી રૈયત પીડા પામે ઘણી !"

— **મંગલ,**

રમણિય પ્રભાત છે. દૈવીપ્રભા પૃથ્વીપર રેલાઇ રહી છે. પ્રભાતની જીવન પ્રેરક હવાનો મંદ સુસવાટ છે. દેવ મન્દિરો ઝાલાર રણકારથી ગાજે છે. વૃક્ષો અને છોડવાઓ, પત્રદ્વારા મોતીના મૃત્યુ દુઃખથી વેદનાદ્દ શવિતા ઝાકળ બિન્દુરૂપ આસુઓ ટપકાવે છે.

મણિપુરના લોકો વાતો કરે છે.

" જુલમ થયો ! શામળદાસ શેઠની એકની એક લાડકવાયી પુત્રી મોતીને રાત્રિમાં કોઇ ઉપાડી ગયું ! રાજમાં બહુ અંધેર ચાલે છે. દીવાનનો અસહ્ય ત્રાસ છે. આંધળા રાજાના રાજ્યમાં રહેવાથી કયે સમયે કેવી સ્થીતિ થશે એ ભય રહે છે. દીવાનના જુલમની પરાકાષ્ટા થતી જાય છે; છતાં રાજાની આંખો એ જોઇ શકતી નથી. અનેક કુમારિકાઓની પેઠે મોતી પણ દીવાનને આંગણે ગયલી હોવી જોઇએ. પ્રભુ ! પ્રભુ ! આવા ત્રાસદાયક અત્યાચાર ક્યાં સુધી ચાલશે ? "

દુનિયા ઉપર અજવાળું છવાઇ રહ્યું છે ત્યારે એ સઘળી પ્રજાનાં વદનપર અંધકાર છવાઇ રહ્યો છે. મુખપર ગ્લાનિ અને શોક તરી

આવે છે. સઘળાના હૃદયમાં સંતાપ જ્વાલા સળગે છે. લોકોના ગળામાં દીલગીરીના અભેદ પડો જામી ગયા છે. દુઃખ-ડુંગરના અમાપ ભાર નીચે મણિપુરની રૈયત જાણે કે કચરાઇ રહી છે. સારા મણિપુર માથે શોકનું સ્યામ વાદળ ઝઝુમી રહ્યું છે. તેનો આનંદ લુંટાઇ ગયો છે. મણિપુરના પ્રત્યેક પ્રજા ગૃહાંગણે હાહાકાર મચેલો છે.

ને શામળદાસની શું સ્થીતિ છે? આજનો સૂર્ય એને માટે બળ બળતા અગ્નિનો બનેલો છે. " મોતી ! મોતી ! " બોલતો તે આંખમાંથી અવિરલ અશ્રુધાર વરસાવી રહ્યો છે. આ કાળોકેર વર્તાવનાર દુષ્ટ દીવાનજ છે. એમ તેનું માનવું છે. અર્જુનના ગાંડીવની તીણી અણીના ભોંકાટથી પણ વિશેષ વેદનાની આગમાં તેનો દેહ સળગે છે. મહાદુઃખની પ્રચંડ ભભકતી જ્વાલામાં, અગ્નિમાં પડતા ઘૃતની પેઠે તે ચર ચર બળી રહ્યો છે.

પણ એ અસહ્ય સિતમની વેદના તેનાથી ઝાઝીવાર ન રહેવાઇ. ગામના લોકોને તેણે પોતાના ગૃહાંગણે નોતર્યા. વર્ષો થયા વરસી રહેલા દીવાનના ત્રાસનું તેણે બયાન કર્યું.

" મણિપુરની રૈયત ! જુઓ. દીવાનના જુલ્મે આપણને ઘેરી લીધા છે. મારી—અરે ! આખા મણિપુરની મોતીના હરણથી આખું ગામ ઘનઘોર બન્યું છે- મારા હૃદયમાં તો ભયંકર ઉત્પાત ઉછળ્યો છે. તમારા અંતરમાં પણ એવો ઉત્પાત કેમ ન ઉછળે ? એક જ વિચાર તમારા હૈયામાં ભડકા જગાવે એવો છે. બોલો ! આ એકઠા થયલામાંથી કોઇ એકાદ પણ નિકળી શકશે કે જેની મા-બ્હેન કે પુત્રીની પવિત્રતા દીવાનની કઠોર હથેલી પર ન નાચી હોય ! જગત આખું કંપી ઉઠે, આકાશ હાલી ઉઠે, પાતાળ પણ ધણ ધણ ધ્રુજે

એવા ત્રાસ જનક પાપાચાર—રે પોતાનીજ મા, બ્હેન, દીકરી પર વરસાવતા અત્યાચાર જોવા છતાં હવે કયાં સુધી મુંગા રહેશો ? પ્રજાની કન્યા દીવાનના દુષ્ટ ખાટકીખાનામાં ઉપડી જાય છે, તેમની પવિત્રતા ત્યાં બળાત્કારે લુટાય છે ! હાય ! મારા હૃદયના કટકા થઇ જાય છે.

પણ આપણે સ્વત્વ ખોયુ આપણામાં જડતાએ જડ ઘાલી, ન વર્ણવી શકાય એવા ઘોર સીતમને નીચા નેત્રે સહન કરવા જેટલી આપણામાં ભીરૂતા આવી, ને તેના પરિણામે આજકાલ એ નીચ, શયતાન, પિશાચ દિવાનના જુલ્મે ભયંકર સ્વરૂપ ધાર્યું છે. પ્રજાની તેને પરવા નથી. રાજાને પોતાના પાપને જોવા જેટલી આંખ નથી એવો તેને સંતોષ છે. પ્રજાના જાનમાલનો તે તરસ્યો બન્યો છે. વ્યભિચારથી તે ખદબળી ઉઠયો છે. જુલ્મના ઘેરા રંગથી તેનું અંગે અંગ ખરડાઇ રહ્યું છે. તેની આંખમાં ઘોરતમ અન્યાયની છારી વરી ગઇ છે તે વ્યક્તિત્વ ગુમાવીને છકેલ થયો છે. આ સ્થીતીમ હવે શું કરવું ? મારા અંતરૂમાં વેદના પ્રગટે છે ! કારણ કે માણપુર નાશના કાંઠે ઉભું છે. પ્રજાની પ્રતિષ્ઠાના પાયા ડોલી પડયા છે. હવે તો જુલ્મ સ્હામે પ્રબળ પોકાર ઉઠાવ્યેજ છૂટકો છે!"

શામળદાસના આ શબ્દોમાં ઉંડી વેદનાનો ચિત્કાર છે. તે હજી વધુ બોલવાના વિચારમાં છે, ત્યાં એકત્ર વર્ગમાંથી એક વૃદ્ધ પુરૂષ ઉભો થયો. ઘણા જુસ્સા ભર્યા સ્વરે બોલ્યો.

"શામળદાસ શેઠના શબ્દોએ મ્હારા મગજને ઉશ્કેરી મુકયું છે. પણ હું શું કરૂં ? મારા ગાત્રો શીથિલ થઇ ગયા છે. તલ્વારની મુઠ પકડવા જેટલી શક્તિ મારા હાથમાં નથી, નહિતર એ ભયંકર રાક્ષસનું માથું હું એકજ ઝટકે ઉડાવી દેઉં, તેના રક્ત ભર્યા આંતરડા

મારી હથેલીમાં મસળું; ને તેના હાડકાં બે પૈસે શેર વેચી નાખું; કારણ કે તે નર પિશાચ અનેક મોતીઓનું હરણ કરીને જુલ્મ ભરી રીતે તેમની પવિત્રતા ચૂશી છે. રે હાય! મારી પુત્રી પણ હજી પાંચ દિવસ ઉપરજ તેના કતલખાનામાંથી શિયળને ગુમાવીને બહાર નિકળી છે. આખું ગામ જાણે છે કે પોતા ઉપર જુલમનો ધોધ વરસી રહ્યો છે. એ ધોધને અટકાવવા ઓ યુવાનો! તૈયાર થાઓ! અને આજે—આ ક્ષણેજ એ જુલ્મગારનું જડબું ધુળ ફાકતું કરી નાખવાનો યત્ન નિશ્ચય કરો. બોલો, આ એકઠા થયલામાંથી કોણ તૈયાર છે? પોતાની મા–બ્હેન–પુત્રી ઉપર ગુજરેલા અત્યાચારથી કેટલાને વેદના સળગે છે? ઉભા થાઓ, ખોંખારો, છાતી મજબુત કરો, તૈયાર થાઓ, તમારા હાથોથી દીવાનનું ગળું દબાઇ જાય એ પળની હવે જરૂર છે!"

આટલું બોલીને તે વૃદ્ધ મેદની વચ્ચે ઉભો રહી ચોમેર દૃષ્ટિ ફેરવવા લાગ્યો. તેના હૃદયમાંથી ઝનુનના જ્વાળ ઉપર જ્વાળ આપ્યા. એ ઝનુનથી જુલ્મીને આંજી નાંખવા જેટલી તેના હાથોમાં અશક્તિ હાઈ; તેના કપાલમાંને ગળામાં દુઃખને દીલગીરી વ્યાપી રહી.

એકઠા મળેલા સઘળા ઉશ્કેરાઇ ગયા. દરેકની મા–બ્હેન–દીકરી કે પત્નીનું જીવન દીવાનના દુષ્ટ હાથો વડે કલંકિત થયેલું; તેથી બધા જુસ્સામાં આવી ગયા. એકત્રિત અવાજે સર્વેએ જાહેર કર્યું.

"અમે તૈયાર છીએ. દીવાનના જુલમ સામે અમારો પોકાર છે. મોખરે ચાલનાર વીરને અમારો સહકાર છે."

"ત્યારે ઉતાવળ કરો,—" શામળદાસ બોલ્યોઃ "ચાલો, હું મોખરે ચાલું છું. દીવાનના તમંચાની ગોળી ભલે મ્હારી છાતીને વીંધી નાખે. મ્હારી મોતી જરૂર તેના મહેલમાં હશે; ને આપણી

ધાડથી એ નરાધમ મોતીને મુક્ત કરશે. ચાલો, એક પળનો પણ વિલંબ ન કરો. આજ વર્ષો થયા એ નીચ રાક્ષસે આપણાં લોહી પીધા છે. મોતીને નહિ આપે, તો એ ક્ષણેજ મ્હારા હાથોની વજ્ર મુક્કીએ પિશાચની છાતીમાં પડશે, ને પછી તમે સઘળા તૂટી પડી એ જુલ્મગારનો જાન હવામાં ઉડાડી દેજો, ઉઠો! ઉઠો! વિલંબ ન કરો, મ્હારી મોતી મ્હને મેળવી આપો. મારી કુમળી કન્યાનું મ્હોં જોયા કલાકો વીતી ગયા છે!"

પણ સૌ આગળ પગલાં ભરે તે પહેલાં એક બીજો વૃદ્ધ પુરૂષ બોલી ઉઠયો.

"મારી સલાહ એવી છે કે દીવાનને ત્યાં જવા કરતાં અહિંથી સીધા કચેરીમાં જવું ને રાજા આગળ ફરિયાદ રજુ કરવી."

"પણ રાજાના કાન બહેર મારી ગયા છે. તેની આંખો દીવાનની કુટ નીતિના તેજથી અંજાઇ ગઇ છે. પછી આપણી ફરિયાદ ત્યાં કરવાથી શું લાભ?" સામળદાસ બોલ્યો.

"મ્હને વિશ્વાસ છે—" એ વૃદ્ધ બોલ્યો ને તેણે ઉમેર્યું: "–કે મણિપુરની સઘળી પ્રજાનો અવાજ રાજાના કાનનાં તમરાં ઉઘાડી નાખશે. તેની આંખો ઉપર જામેલા પડળને ચીરી નાખશે. માટે પ્રથમ તો ત્યાંજ ચાલો. ને જો કદાચ આપણા પોકારને સાંભળવાની, કે આપણી દાદ આપવાની તે ખેદના નહિ કરે, તો પછી તાકશું એ નરાધમ દીવાનનું નિશાન!"

આ સલાહ ઘણાંને સારી લાગી. ને એકમતે નક્કી થયું કે "અહિંથી સીધા પ્રથમ રાજાના દરબારે જવું. દીવાનના જુલમનો પોકાર કરવો. ને એ પોકારની સાથે મોતી અને દીવાનના જાનની માગણી કરવી. અને જો રાજા ભાન ભૂલે, કર્તવ્ય ચૂકે, આપણે

—પ્રજાનો પોકાર ન સાંભળે તો પછી આપણે સર્વેએ, કાંડાનું જોર અજમાવી મોની અને દીવાનના જાનને પ્રાપ્ત કરવા; ને પછી વર્તાવેલા કેરના બદલા તરીકે સઘળાએ, એ નીચના નિષ્પ્રાણ દેહની છાતીઉપર કુદવું !"

રવિકરણમાં પ્રખરતા છે. દીવસના ત્રણ પ્રહર વીતિ ગયા છે. ધગધગતા અંગારા વરસાવતો પ્રભાકર મણિપુરની પ્રજાના દીલને દહન કરી શકે નહિ એ હેતુથી પવન દેવ જરા જોરમા છે. વાયુના સુસવાટથી ઉકળાટ કૈંક શમે છે. પણ દીવાનના અસહ્ય ત્રાસાગ્નિમાં દગ્ધ થયલી એ પ્રજાને વાયુની લહરિથી કે ઓછીજ શાન્તિ સાંપડે એમ છે ?

પ્રજાનું એ ટોળું રાજ દરબારે ગયું. રાજા પોતાના ખુશામદ ખોરોની સાથે શરાબના ઘેનમાં ઝુલી રહ્યો છે. દરબાર દ્વારપરના પ્રજાના કોલાહલે રાજાના પહેલાં તેની પાસે બેઠેલા સ્વાર્થ લોલુપોના કાનને સતેજ કર્યા. ત્યાં તો દેવડી પરનો પહેરેગીર દોડતો દોડતો આવ્યો ને રાજાને ઉદ્દેશીને બોલ્યો:

"બાપુ ! ગામના લોકોનું આખું ટોળું બહાર ઉભું છે. અંદર આવવા કહે છે. મને તો જાણે મ્હોટું બંડ ઉઠયું હોય એમ લાગે છે !"

ઘોર ઘેનમાં ઝોલાખાતી રાજાની આંખો ફાટી ગઇ. "હેં ! શું કહે છે ?" પહેરેગીરના શબ્દો રાજાએ નિશાના નાદમાં પુરા સાંભળ્યા નહિ, પણ તેના ખુશામદીઓએ બરાબર સાંભળ્યા. એક જણે રાજાને સમજ પાડી:

કહે છે કે બહાર ગામના લોકોનું ટોળું આવ્યું છે, ને આપની હજુર આવવા માગે છે."

હજી તો આમ વાત થઇ રહી છે ત્યાં જોરમાં આપેલું પ્રજાનું ટોળું રાજાને ઘેરી વળ્યું. આ ઓચિંતો હુમલો જોઇને રાજા ગભરાઇ ગયો.

" મારા દરબારમાં પ્રજાનો આ હલ્લો શું !,,

ટોળાના મોખરે ચાલેલો શામળદાસ રાજાની છાતી સ્હામે ઉભો રહ્યો. ને બોલ્યો.

" રાજન્ ! હવે કયાં સુધી ઉંઘ્યા કરશો ? છતી આંખોએ આંધ્રા કયા સુધી રહેશો ! શરાબના નિશામાં કયાં સુધી ચકચુર બનશો ? રાજતાજના આગામી વિનાશના કડાકા સંભળાય છે. દીવાનના પાપની હવે પરાકાષ્ટા થાય છે. તમારી ચેતનાં કયાં ચાલી ગઇ છે ? રાજકર્તાના ધર્મને કયાં ધકેલી દીધો છે ? આજ વર્ષો થયા તમારો દીવાન–કૃપાપાળ દીવાન પ્રજાની પુત્રીઓ પર તરાપ મારી રહ્યો છે. વ્યભિચારના વિકાર સાગરમાં તે ઝોલા ખાતો ઝુલે છે. તમારી આંખોમાં તે ધુળ છાંટી રહ્યો છે. અમારી માલ-મિલ્કત તેની તીજોરીમાં ચાલી જાય છે. અમારા ગળાની નસો તેની જુલ્મી છરી વડે કપાઇ રહી છે. અમારાથી હવે એ વેદના સહન નથી થતી. મણિપુરની સમસ્ત પ્રજાનો એ દીવાનના ત્રાસ સામે પોકાર છે. પ્રજાનો પોકાર તમારી આંખોમાં દીવા પ્રકટાવશે તોજ રાજનો ઉદ્ધાર છે. દિવસે દિવસે ત્રાસનાં તાંતણાં વધુને વધુ લંબાતા જાય છે. એ તાંતણા અમારા કંઠની આસપાસ ફળીવળી મ્હોતના પંજામાં જાણે કે ધમડી જતા હોય એમ અનુભવાય છે. રાજા ! આંખ ઉઘાડો, મુંઝાયલી મતીને સત્તેજ કરો. દારૂના શિશા તોડી ફોડી ફેંકી દો હુક્કાની ચલમ કચરી નાંખો. અફીણના અંજન ધોઇ નાંખો ઉંઘ ઉરાડો. હૃદય દ્વાર ખોલો. આજ સુધી અમારા પર જેજે જુલમ વરત્યો છે તેની એક છાંટભર પણ તમને ખબર પડી છે ! કયાંથી પડે ? તમારી આંખે,

એ પાપીના હાથે પાટા બંધાયા છે. તમારી બુદ્ધિ ઉપર દારૂના કેફના તાળાં વસાયા છે. તમારા કાનમાં હુક્કાના ધુમાડાના મેલ ભરાયા છે. તમારૂં રાજતેજ એ દુષ્ટ દીવાને લુંટી લીધું છે. આવી સ્થિતિમાં પ્રજાની શું દશા છે તેનો ખ્યાલ તમને કયાંથી હોય ? તમને ફરી વળેલી તમારી આ પ્રજામાંથી એક પણ એવો નહિ નિકળે કે જેની—હાય! જેની મા—બ્હેન કે દીકરીનાં જીવન એ દીવાને કલંગીત ન કર્યાં હોય! ધરતી ધસી પડે એવા કમકમાટી ભર્યા એ ત્રાસ રહામે આજ પર્યંત તમારી રાંકડી પ્રજાએ કશો પણ પોકાર કર્યો નથી. પણ હવે તો ત્રાસ અનહદ થયો છે. દરરોજ પ્રજાની પુત્રીઓને તે નર પિશાચના સોબતીઓ તેના ખાટકીખાનામાં ઉપાડી જાય છે. ત્યાં પ્રજાની પુત્રીઓની પવિત્રતા ઉપર પ્રહાર થાય છે. અમારા કલેજા કપાઇ રહ્યા છે. આટ આટલો અમારી ઉપર ત્રાસ વરસી રહ્યો છે, છતાં તમને શરમાવા જેવું છે કે તે જુલ્મગાર તમારો માનીતો અરે!—તમારી જમણી ભુજા જેમ મનાઇ રહ્યો છે. રાજવી ! શું કહું ? ગઇ રાત્રે મ્હારી પોતાની પુત્રી પણ મ્હારા મકાનમાંથી ઉપડી ગઇ છે; મ્હારી કુમળી કન્યાનું કૌમાર્ય— "આંખે અંધારા આવવા જેવું થવાથી આંખો દાબીને તેણે વધારે બોલવા માંડયું !" એ કસાઇ ઘાતકી રાક્ષસે છેદી નાંખ્યું હશે ! કહો કહો, ઓ ધર્મ ભૂલેલા રાજા ! શું આ ઓછો સીતમ છે ! આજ આ એકઠા થયલા સઘળાના અંતરમાં લાહ્ય પ્રકટી છે. એ લાહ્યને શમાવો યાનો એ લાહ્યની પ્રચંડ જવાળાઓ ગગન ગામી થવાદ્યો ઓ દારૂ દીવાના રાજા ! હવે કંઇ વેદના પ્રગટે છે ? રે ? તમારીજ પુત્રી ઉપર અત્યાચાર ગુજારતો હોય તો ? હા, તો તમારૂં લોહી ઉકળી આવે, તમારા રૂવા ઉભા થાય, જુલમગારની છાતીને

ચીરી નાખવા તમારો હાથ તલ્વારની મુઠ પર જાય;—તો પછી તમે અમારા રાજા છો. પ્રજાની પુત્રીઓ એ તમારી જ પુત્રીઓ છે. એ પુત્રીઓને તમારો કૃપામાન્ય બનેલો દુષ્ટ દીવાન ધોળે દીવસે પાયમાલ કરે; છતાં તમને જરાય પણ અરેરાટી કેમ નથી થતી?

આજે અમારાં દીલ ઉશ્કેરાયા છે. આત્મ બળનું તેજ પ્રકટયું છે. કૈં દૈવી શક્તિનો સંચાર થયો છે. અમારી ડગમગતી પ્રતિજ્ઞાને ટકાવવા, વરસેલા સીતમના વરસાદનું કટુફળ આપવા અમારો દૃઢ નિશ્ચય થયો છે. ભલે એ પાપીના બંદૂકની ગોળીઓ અમારી છાતીઓ વીંધી નાખે. ભલે તેની કાતિલ કટાર અમારા ગળા રેંસી નાખે એની તીખ્ત તલ્વાર ભલે અમારા ડોકાં ઉડાડી દે. એ હૈવાના દેહના અમે કટકા થયલા જોવા માગીએ છીએ. અમારી દાદ સાંભળી તે દુષ્ટને તેના ભયંકર પાપના પરિણામમાં ફાંસીએ ચ્હડાવો, અમારી આંખોના તેજ વચ્ચે તેને કકળતો પાપી આત્મા હવામાં ભળી જાય એવી ઘોરતમ શિક્ષા કરો નહિતર આજ સુધી નિર્માલ્ય રહેલા અમે—હવે તૂતનમાં આવી ગયા છીએ, અમારા હાથથી એ પાપીનો નાશ કરીશું. તેના શબને મણિપુરની શેરીએ શેરીએ ઘસડીને તેના પાપનો અમે બદલો આપીશું. એટલું કરવા જતાં ચાલ્યુ તો અમારા સઘળાનાં શિરની કતલ થાય અગર તો એ અધમ પણ અમારા દેખતા ધુળ ફાકતો થાય. અમે ફના થશું અગર એને ફના કરીશું ને ત્યાર પછીજ અમારા ઉછળતા હૈયા હેઠા બેસશે. બોલો, રાજન્! અમને શું જવાબ આપો છો?"

દુઃખથી પીડાતા શામળદાસે આ પ્રમાણે ઉદ્ગાર કાઢયા તેના એકે એક શબ્દની તમતમતી તીખાશ, કર્ત્તવ્ય ભૂલેલા રાજાના કર્ણમાં રેડાઈ. તેના કાનના તમરા ઉચ્ચડી ગયા. તેની આંખો પર

જામેલા ધાડા પડ ચીરાઇ ગયા. બુદ્ધિ તિજોરીને વસાયલા તાળા વગર કૂંચીએ ખુલ્લી ગયા. તેની મૂઢતા મળી ગઇ. કૈફના અતિશય પણાનું અવસાન થયું. દારૂ વિશ્વાસમાં દબાઇ ગયલું રાજતેજ ઝરહળ્યું. પ્રજાના ઘેરાએ તેને નવજીવન અર્પ્યું. બીજા શબ્દોમાં આલેખીએ તો એ રાજાના સ્વભાવનું સ્તુત્ય પરિવર્તન થઇ ગયું. ઉન્હા ઉમળકાથી તે ઉભો થઇ ગયો ને બોલ્યો:

પ્રજાજનો ! શાંત થાઓ. અકળાઓ નહિ. હું તમારા પોકાર ને વધાવવાની સાથે આજ સુધી ભોગવેલા અંધાપા માટે હાથ જોડી ક્ષમા યાચું છું ! ’

અહા ! કેવા પુનિત શબ્દો ! પ્રજાની પાસે પોતે કરેલા ગંભીર ગુન્હાની માફી માગવાની વૃત્તિ, એક રાજ્યકર્તામાં ઉત્પન્ન થાય તો પ્રજાનાં હૃદયો એ રાજકર્તાના ચરણમાં અવશ્ય નમી પડે. માર માર કરતી આવેલી પ્રજાની તરફ એ રાજાએ બે હાથ જોડયા કોની મગદૂર કે એ નમી પડેલા રાજાને ધિઃકારવા કોઇ તૈયાર થાય ! રાજાના શબ્દોએ પ્રજાનાં દીલમાં શાંતિ રેડી. બળતી લાગણીનું કૈંક શાન્ત્વન થયુ. આખું ટોળું જમીન પર બેસી ગયુ રાજા સુંદરસિંહ પોતાની જગ્યાએ ઉભો રહ્યો પ્રજાના હૃદયના ભાવોને ઉકેલતો સુંદરસિંહ બુલંદ અવાજે બોલ્યો.

“ એક ઉંઘમાં ઘોરતાં રાજાની નિતિના પડળ આજની ધન્ય ઘડીએ ચીરાઇ ગયા છે. તમારા ઉપર વાપરેલા સિતમનો હું એ નીચને જરૂર બદલો આપીશ. તમારી દુઃખભરી વેદના સાંભળીને મારૂં હૃદય બળી રહ્યું છે. પ્રજાનું રક્ષણ કરવાના ધર્મને હું ભુલી ગયો, નાદાન નર વર્ગનું હું રમકડું બની ગયો; તેથી તેઓ મને–તમારા અંધ રાજાને જેમ આવે તેમ નચાવીને તમને પીડવા લાગ્યો. મારી

ફરજ આજ પર્યંત મેં ન બજાવી એ માટે મને વારાવાર પશ્ચાતાપ થયો છે. પરિતાપના પાદકમાં મ્હારા અંગો દહન થાય છે. એ નર પિશાચના પાપનો બદલો હું હમણાંજ તેને આપું છું...પણ, હા, પણ–મ્હારા પ્યારા પ્રજાજનો ! મ્હારા પાપની શું મને ક્ષમા નહિ કરો !"

"ક્ષમા છે, ક્ષમા છે, મહારાજ ! તમારી પ્રજા તરફથી સમ્પુર્ણ ક્ષમા છે. એ દુષ્ટ દીવાનને દેહાંત દંડ આપી અમારા બળતા હૃદયને શાંત કરો."

સઘળા સાથે બોલી ઉઠયા.

ને દરબારગઢ ગાજી રહ્યો.

...હા ! . ને આશું ! ટોળા વચ્ચે થઇને મહારાજાના મ્હોં તરફ કોણ જાય છે ? રાજાની ગાદી પાસે ઉપસ્થિત થવાની ઇચ્છાથી માણસોના હાથપગને પોતાના પગલા નીચે ચગદી નાખવા જેટલા બેદરકાર તે કોણ છે ? સફેદ ઝભ્ભા નીચે ઉછળતી એ કોની છાતી છે ? આખા દરબારગઢને માપી લેતી એ કોની દૃષ્ટિ છે ? કમ્મરપર લટકી રહેલી તલ્વારની ઉજ્જવળ મુઠપર રહેલો એ કોનો હાથ છે ? ભવ્ય કપાળવાળી, ક્રોધના કિરણથી ભયંકર દેખાતી મુખાકૃતિવાળી, વિશાળને અંગાર ખેરવતા લાલનેત્રોવાળી. લીંબુ ઠરી રહે એવી ભરાવાદાર મુછવાળી, કાળા ભ્રમ જેવા દાઢીના શોભીતાવાળી, હૃષ્ટપુષ્ટ અંગોવાળી, એવી કઇ વ્યક્તિ ટોળાને વીંધતી અત્યંત નિડરપણું, રાજા–પ્રજાને સ્થંભિત કરતી રાજગાદી તરફ ધસી રહી છે



# પ્રકરણ ચોથું.

## "પવિત્ર પ્રણય."

"તલભર છાંટ નથી, વિષયના પંકની જે પ્રેમમાં,—
"કુમતિ કીચડનો અંશ પણ, મુદ્દલ નથી જે પ્રેમમાં;
"એ શુદ્ધ, સુંદર, રમ્ય, નિર્મળ પ્રેમ જે અંતર ઝરે,
"એ પ્રેમઘેલા વિમળ અંતર ચરણ દેવો શિરધરે!"

**મંગલ.**

બાગ ન્હાનો તોય સમૃદ્ધિવાન્ છે. બટમોગરાના સુંદર ફુલો, ચમ્પાની હસતી કળીઓ, ગુલાબની ખિલતી પાંખડીઓ, કરણના સુવાસિત કુસુમો, જાઇ-જુઇના પ્રફુલ્લિત પુષ્પો,—આ બધાથી બાગની સુંદરતા અપાર છે. કુસુમરસ ચૂસતા ષટપદોના ગુંજનથી બાગ ગર્જિત છે. આમ્ર તરૂની શાખામાં છૂપાયલી મેનાઓના કર્ણપ્રિય નાદથી ધ્વનિત છે. મધ્યમાં ફેરમાં ઉડતા ફુવારાથી વેષ્ટિત છે. કુસુમ છોડની ન્હાની ન્હાની ભિન્ન ભિન્ન આકારની જળપૂરિત ક્યારીઓથી અલંકૃત છે. રંગ બે રંગી પત્રો, પુષ્પો કોઇ શુષ્ક, તો કોઇ તાજા અને સુંદર—જમીનપર પથરાયલા હોય; નંદનવનની નયનરંજન ન્હાની શી વાટિકાનો જાણે કે ભાસ આપે છે.

શરત્કૃતસવના હાસ્યથી રંગાયલા સૂર્યબિમ્બો આનંદપૂર્વક બાગમાં પેઠા. પ્રભાકરની પ્રભાતની આહલાદક પ્રભા પૃથ્વી ક્ષેત્રપર વિસ્તરી રહી કે બાગમાંના સૂર્યમુખી સુમનો સુર્ય સન્મુખ-પૂર્વાકાશ તરફ જોઇ રહ્યા. તે પળે એક મધુર બાલિકાના નુપુરનો રણકાર બાગના

દ્વારમાંથી અંદર પેઠો દ્રાક્ષના મંડપની નીચે એ બાલિકા આવી ઉભી રહીને બાગનું નેત્રપ્રિય સૌન્દર્ય જોવાય તેટલું તે જોવા લાગી.

તે બાલિકાનું વય બાર વરસનું હતું. તેના સૌન્દર્યનું વિસ્તૃત વર્ણન કરવા બેસીએ તો કાગળના કારખાનાઓ પુરા પાડી શકે નહિ; શાહીના બનાવનારાઓ તોબાહ પોકારી જાય; ને ટાંક કે પેન્સિલ પુરી પાડનારાઓ અન્તે હાથ ખંખેરે!...કેટલાક વાંચનારાઓને તેમની આંખો, આ લીટીઓ ઉકેલીને અતિશયોક્તિનો આરોપ મુકવા પ્રેરણા કરશે, પરંતુ તેવા આરોપને અહિં સ્થાન નથી. તેની સુંદરતા એટલી બધી છે કે સ્વર્ગની અપ્સરાઓ રાત્રિદિવસ તેને નિરખવા માટે આકાશમાં ડોકીયા કરી રહે છે!

અનિલરાજ તેની અમરવેલના ફુલના રંગ જેવી સારિકાની કિનાર સાથે ભરતી કરી, આછા આસમાની રંગની ચોળીમાં કેદ થયેલા તેના અર્ધ વિકસિત સ્તનોને સ્પર્શવા તોફાન મચાવી રહ્યો છે. નવવિકસિત વિવિધરંગીય પુષ્પોની એકત્રિત સુવાસ, તેના મગજને તર કરી રહી છે. આસપાસના છોડવાઓ, પવનની લ્હેરથી નીચાવળીને તેને નમન કરી રહ્યા છે દ્રાક્ષની લૂમો, તેના મનોહર મુખમાં સ્થાન પામવાનું અહોભાગ્ય પ્રાપ્ત કરવાની આતુરતાને ધરતી લટકી રહી છે. સફેદ વાદળીઓ તેના સ્વર્ગ સુંદર વદન ચંદ્રને નિરખવાનો ઈજારો લઈ બેઠી હોય તેમ, બાલિકાની દેહલતાને જોઈ જતા રવિદેવની આડે આવીને ઉભી રહે છે; પણ બીજીજ પળે એ વાદળીઓને હઠાવીને ભાનુનારાયણ એકદમ એ બાલિકાની દેહલતાપર, લતામંડપને વીંધીને પણ પોતાની દૃષ્ટિ–કિરણ–ફેંકી દે છે!

આકાશમાં ચાલી રહેલી વાદળીઓ અને રવિ દેવ વચ્ચેના

આ યુદ્ધ તરફ એ બાલિકાની દૃષ્ટિ ગઇ. સબળ સામે નિર્બળ ક્યાંય ટકી શક્યા હોય એવું સાંભળ્યું છે? સૂર્યદેવની અગાધ શક્તિથી અંજાઇને સઘળી વાદળીઓ કોણ જાણે ક્યાં અદશ્ય થઇ ગઇ કે બાલિકાની નિર્મળ આંખો એને જોઇ શકી નહિ. બાલિકાની દૃષ્ટિ-મર્યાદામાં ભાનુદેવ રમી રહ્યો.

થોડીવારે પરમાત્માના રમ્ય, મનોહર બગીચાનાં સુંદર ફુલ જેવી એ બાલિકાની નિર્મળ દૃષ્ટિ નીચી નમી. તેના નિર્દોષ જીગરમાં એક ચિત્ત ચોર કનૈયો મસ્તી જગાવી રહ્યો. તેની હૃદય જાજમપર વિશુદ્ધ સ્નેહના છાંટણાએ દેખા દીધી. કનૈયાની મધુરી મોરલીના નાદે ગોપીનાં હૃદય પુલકિત થાય તેમ તે પોતાના કનૈયાના સ્મૃતિ નાદથી જાણે કે પુલકિત બની.

કોયલના કુહૂની સાથે તેના કર્ણ પ્રદેશપર બંસીનો ધ્વનિ આથડ્યો.

" કુન્દ ! "

બાલિકા ચમકી અને પોતાના કનૈયાના સુંદર હાસ્યનો પ્રકાશ તેના તરલ નયનોપર પડ્યો.

" પ–ધા–ર્યા ! " બાલિકાની જીવ્હા–સુધારસની સરિતામાંથી ત્રણ સુધા બિન્દુ કનૈયાના કાનમાં રેડાયા.

એકબીજાનાં નેત્રો અંતઃકરણને ભેટયા. બાલિકાની દૃષ્ટિએ તેના કનૈયાને મોહમાં ઝુલાવ્યો.

" કુન્દ ! હુ અત્યારે ગામમાં ફરવા ગયો હતો; ને મેં ગામના લોકોને દુઃખી જોયા. "

" દુઃખી ? "

"હા !" મસ્ત કનૈયાએ કહ્યું: "તને મણિપુરમાં શું શું થાય છે તેની જરાયપણ ખબર છે ?"

"મણિપુરમાં શું શું થાય છે તેની ?" કુન્દલતા કોમળ સ્વરે બોલી: "કનક ! મેં મણિપુર જોયું નથી. ઘર અને વાડી સિવાય હું ક્યાંય એક મિનિટ પણ વિતાવવા જતી નથી પણ—" તેના અવાજમાં મૃદુતા આવી: "મારૂં મણિપુર તમે. તમારા મણિપુરને તમે જુઓ."

"તું મને જોઈશ, કુન્દ !" કનક હસીને બોલ્યો.

"હા, ને બને તો—" કુન્દના કપાળમાં શરમની રેખા ચળકી:

"જીંદગીભર !"

કુન્દલતાએ પોતાની કાળી આંખોથી કનકનું આશ્ચર્ય નિહાળ્યું. વદન ઉપર હાસ્ય વિલસ્યું. એ હાસ્ય કનકને જાણે કહી રહ્યું.

"હા."

"કુન્દ !" ઘણાં શાંત અવાજે કનક બોલ્યો: "આપણને પરમાત્માએ એક બીજાને જીંદગીભર જોવા માટે ક્યાં ઘડયા છે ?"

"કેમ ?" કુન્દલતાએ ગંભીરતાથી પૂછ્યું: "ત્યારે પરમાત્માએ કેવા ઘડયા છે ?"

"તું હજી બાળક છે." કનકનો અવાજ સંસ્કારી હતો: "તને ખબર નથી કે આપણાં આ તોફાનની પાછળ શું દુઃખ રહ્યાં છે ?"

"કેમ હું બાળક છું તે મ્હોટી નહિ થાઉં ? મોટી થઇશ પછી તમારી સાથેજ-" કુન્દ લાલચોળ બની: "પ-ર-ણી-શ."

" કનક, નિર્દોષ કુન્દ પ્રતિ આકર્ષાયો. તેના નયનમાં સંશય

અંજન અંજાયું: "એમ બની શકશે?"

"કેમ નહિ?" કુન્દ બોલી: "હા! પણ જો તમને હું ન ગમતી હોઉં તો ન બને!"

નિર્દોષ બાલિકાના અંતરના ઉંડાણને માપતો કનક બોલ્યો:

"મારા સ્નેહમાં શંકા કરે છે? તું મને નથી ગમતી એમ તને લાગે છે?"

"ત્યારે હું તમને કેમ ન પરણી શકું?" કુન્દલતાએ અવાજમાં મદમસ્ત ટંકાર ભરી કનકને પૂછ્યું.

કનકદેવે આ નિર્દોષ કુમારિકાનું આકર્ષક સ્વરૂપ નજર આગળ જોયુ. તેજપાળે કુન્દલતાએ પોતાના કનૈયા ઉપર પોતાનું સામ્રાજ્ય પ્રસરતું નિહાળ્યું: ઉભય કલ્પનાના મધુર પ્રદેશમાં ઘુમવા લાગ્યા. બન્નેના દીલમાં-ન સ્હમજાય એવી ગુપ્ત લાગણીના પડછંદા પડયા. ને એ સ્થીતિમાં બન્ને જણાંએ થોડીપળ મૌન સેવ્યું.

વિચાર વમળમાં લપસીને કનકદેવે બહુ બહુ મગજ કસી જોયું, પણ કુન્દ તેની થાય એમ તે કલ્પી શક્યો નહિ. વળી તે વધુ વિચાર કરવા લાગ્યો વિચાર નિદ્રાનાં ઝોલામાં ઝુલતા પ્રિયજનની ગંભીર મુખમુદ્રા જોવાનો મધુર લ્હાવો કુન્દ-તા ચાખવા લાગી. રમ્ય બાલા આદર્શોમા રાચતી કુન્દની આસપાસ નિર્દોષ વાતાવરણ ફરી વળ્યું!

ફુલને તેનો રંગ અને સુગંધી પલટવાનું કહેવું એ મિથ્યા છે, ચન્દ્ર મિલનના ઉત્સુક રત્નાકરને પૂર્ણીમાની મધ્યરાત્રે પોતાના મોજાથી ગર્જવાની મના કરવી એ હાસ્યાસ્પદ છે. વનરાજને તેના શિકારી સ્હામેથી ન્હાસી જવની કાયરતા બતાવવી જેટલી અશક્ય છે, તેટલું

જ અશક્ય કુન્દલતાને પોતાની પત્ની બનાવવાનું કનકને ભાસ્યું. નિરાશાની ઉંડી ખીણમાં તેનું એક પગલું નમ્યું, ને ત્યાં–' શુદ્ધ પ્રેમ શૃંખલામાં જકડાયલા પ્રેમિક–પ્રેમિકાને કદી પણ પ્રભુ વિખુટા પાડતા નથી !" એવી અગમ્ય આકાશવાણી તેના કાનપર પડી. તેની વિચાર તંદ્રા ઉડી ગઇ. નૈરાશ્યનું નાવ છિન્ન ભિન્ન થઇ ગયું ઉદાસીનતા ઉડી ગઇ ને તેને સ્થાને કુન્દના કનૈયાના વદન ઉપર હર્ષ અને ઉત્સાહ સ્ફુર્યા.

"કનકદેવ!" કુન્દલતાનો ઘણોજ ગળ્યો, સુંદર, કોમળ અવાજ સંભળાયો ને કનકનાં નયનો બાલાનાં નયનોને મળ્યા.

"કેમ ?" તે કુન્દની અતિ નિકટ જઇ ઉભો: "શું '

"અત્યાર સુધી મુંગા કેમ હતા ?" બાલિકા બોલી.

"તારા સવાલના વિચારમાં પડયો હતો !" કનક બોલ્યો.

"મારો કયો સવાલ ?"

કનકદેવે કુન્દને તેના કર પકડીને વધારે પાસે ખેંચીને બોલ્યો:

"કેમ ? ભુલી ગઈ ? ' ત્યારે હું તમને કેમ ન પરણી શકું ?' એ તારો સવાલ નથી ?"

"હા હા." કુન્દલતાએ પોતાનો એક હાથ કનકના કંઠમાં પરોવતાં બોલી: "એ મારો સવાલ છે. તેનો શું ઉત્તર ?"

"કહું તું માનીશ ?" કનક બોલ્યો: "તું મારા દેહનું દીલ, મારા પ્રાણનું પોષણ, મારા આત્માની શક્તિમાન્ વૈદ્ય......"

"ઓ...હો !...હો !...!" પોતાની સ્તુતિના વાકયની વચ્ચે

કુન્દ બોલીને ખડખડાટ હસી પડી. પાગલની પેઠે હસવામાં પણ સ્નેહીઓને કંઇ મીઠો આનંદ મળે છે!

"કેમ હસી?" એક હાથે ધીમેથી કુન્દનું ચીબુક ઉંચું કરતાં કનક બોલ્યો:

"મારા સવાલનો જવાબ આપવા જતાં, ત્હમે તો ક્યાંના ક્યાં ચડી ગયા!" કુન્દ હસીને બોલી:

"ક્યાં ચડી ગયા?" કનકની આંખ જરા કઠોર બની. કુન્દે તે જોયું પણ જાણી જોઇને તે ન જોયું કર્યું. તેણે ફરીવાર દીર્ઘ સમય સુધી મધુર રણકારવાળું હાસ્ય કર્યું.

"ચાલો, જી, સવાલનો જવાબ શું આપો છો?"

"પણ તું સાંભળે છે ક્યાં? મારા વાક્યની વચ્ચમાં ખડખડ..."

"હવે નહિ હસું, હો કનક!" કુન્દ જરા ત્રાંસી ડોક કરતાં બોલી: "આપો જવાબ! હું તમને કેમ ન પરણી શકું?"

"જો પ્રેમદેવની કૃપા, ને કુદરતની અમિદષ્ટિ હશે તો તું મને પરણી શકીશ–અને જરૂર પરણી શકીશ!" એમ બોલીને કનૈયાએ પ્રેમઘેલી ગોપીના ભાલ પ્રદેશમાં એક ચુંબન કર્યું: એ ચુંબન મધુર, અને નિર્વિકારી હતું.

"કુન્દ!" કનક બોલ્યો. તેના અવાજમાં દીલગીરી ભળી. "તને એક વાત કહેવાની હું ભૂલી ગયો."

"શું! કુન્દે કનકથી અળગા થઇ કહ્યું: "હવે કહો!"

"હું આવતી કાલે મારા મિત્રને લાં બહારગામ જવાનો છું."

કુન્દને માથે વિજળી તૂટી પડી હોય તેવું લાગ્યું.

"સાચું કહો છો?" તેની આંખે આંસુ ટપકાવ્યાં.

આંસુ–દર્દમય આંસુથી તેના ગુલાબીગાલ પલળી ગયા. કનક મમતાળુ હોઇ, કુન્દના કકળતા આંસુથી ઘણું દુઃખ પામ્યો. એ દુઃખમાં તેણે પણ આંસુ ટપકાવ્યા. તે કમ્પતા અવાજે બોલ્યો.

"કુન્દ! મ્હારી પ્રેમમયી કુન્દ! શામાટે આંસુ ખેરવે છે?"

"ત્યારે શું કરૂં?" સાડીના છેડાવતી આંસુ લુછતી ડુસકા ખાતી કુન્દ બોલી: "તમે જાઓને પછી મારે આ બાગમાં કોની સાથે વાત કરવાનું?"

"તને એમ હોય તો હું ન જાઉં, કુન્દ!" ગળગળા અવાજે કનક બોલ્યો.

"ન જાઓ!" કુન્દ રડતી બોલી.

"ત્યારે નહિ જાઉં,–" કનક બોલ્યો: "ચાલ, છાની રહી જાતો!"

"તમે નહિ જાઓ? સાચું કહો છો?" કુન્દ શંકિતસ્વરે બોલી.

"હવે નહિ જાઉં!" કનક બોલ્યો: "પાંચ મીનિટ પહેલાં હું જવાના વિચારમાં હતો."

કુન્દના આંસુ સુકાઇ ગયા. તેની વેદનાના ચિત્કાર શમી ગયા. તેની છાતીના ધબકારા શાંત થયા. ગ્લાનિ, દુખ, શોકના કાળા પડદા તળે આવી ગયલો કુન્દનો વદન સૂર્ય આનંદના આકાશમાં રમવા લાગ્યો. આંસુથી પલળેલા ગાલમાં કૈં ઑરજ ભભક આવી. તેની ભ્રકુટિમાં પ્રિયજનને આકર્ષવાની મોહક, સુંદર તેજસ્વી શક્તિના ઓળા પડયા,

પોતાની પ્રેમિકાને નમન કરવામાં દેવતાઓય જીવનનું સાર્થક

માને એમ કનકને લાગ્યું. તેને મન એ એક એવી બાલા ગણાઇ કે જેના નયનો સાથે પોતાનાં નયનો મીલાવવાના લ્હાવા પાસે ત્રિલોકનું મહારાજ્ય પણ કશી ગણત્રીમાં ન આવે વિશુદ્ધ સ્નેહના ઘેરા રંગથી રંગાયલી કુન્દ કળીના આહ્‌લાદક સુમધુર આનંદ ઉપર આનંદના ચળકતા કિરણો કનકદેવે જોયા.

નિર્દોષભાવે કુન્દ બોલી:

"મને શામાટે રડાવી, કનક!" તે હસી. હાસ્યમાં પ્રણયનો સુમધુર રણકાર ગાજ્યો. ને તેની સાથે તેના કુમળા કરનો મીઠો તમાચો કનકના ગાલ પર પડયો.

"કુન્દ! આટલામાં આયનો મળશે?" હસતો કનક બોલ્યો.

"આયનો?" કુન્દ ચમકી: "આયનાનું શું કામ છે?"

"કામ છે." જરા હસીને કનકે ઉમેર્યું: "મ્હારી કુન્દના તમાચાથી મારો ગાલ કેટલો સુજી ગયો એ જોવું છે!"

ઉભય હસી પડયા. કનકની કલ્પનાએ કુન્દલતાને બીજો તમાચો કનકના ગાલપર લગાવવાની પ્રેરણા ઉછાળી.

"લ્યો આ આયનો!" એમ બોલીને કુન્દે પોતાની કરાંગુલીઓ કનકના ગાલ ઉપર ચોડી કહાડી.

અવર્ણનીય આનંદના ઓળામાં કુન્દલતા કુદે છે, એવું કનકના હૃદય ચક્ષુએ જોયું. તેને વધારે આનંદ આપવા તે બોલ્યો.

તારા તરફથી મળેલા આયનામાં હું મારૂં મ્હોં જોઇ શકતો નથી. કુન્દ, તું કહે, મારો ગાલ ફુલીતો નથી ગયો ને?"

"જોઉં ?" કુન્દ, કનકના ગાલ જોઇ રહી અને પછી બોલી.

"ફુલ્યા નથી પણ–જરા લાલ થયા હોય એમ લાગે છે!"

"લાલ તો થાયજને!" કનક બોલ્યો: "કુન્દ જેવી સ્વર્ગ-સુંદર કન્યાના કોમળ કરના સ્પર્શથી આનંદની મસ્તીમાં મારા ગાલ લાલ બનવાજ જોઇએ."

નિર્દોષ, મીઠી મશ્કરીના મધુરા મહાસાગરમાં મસ્તપણે મ્હાલતા ઉભય સ્નેહીઓ પરસ્પર દૃષ્ટિ ફેંકતા હસી રહ્યા. નેત્રના હાસ્યને જોઇને ચારે દિશાઓ જાણે હસી ઉઠી.

પ્રેમદેવના પવિત્રમંદિર ઉપરના સુવર્ણ કળશ ઉપર પ્રભાકરની ઝળહળતી જ્યોત પડવા લાગી ને કળશ ચળકવા લાગ્યો. પ્રેમદેવના પવિત્ર ઉપાસકો, એ ચળકતા કળશપર દૃષ્ટિ નાખતા હસતા ઉભા છે. પરસ્પરની પ્રેમ દૃષ્ટિ, હોઠ ઉપર આછું સ્મિત ફરકાવે છે. હસતી કુન્દના, રહેજ પહોળા થઇ જતા હોઠમાંથી ડોકીયા કરી રહેલી દાડમબીજ સમી દંતપંક્તિ, કનકના હોઠને: પ્રણયિનીના ગુલાબીગાલનો સુંદર સ્પર્શ કરી ચુંબનનો ચશ ચશ ધ્વનિ ઉપજાવવા ઉશ્કેરી રહી છે. હાસ્યરસની વૃષ્ટિ કરવા જતાં પ્રેમરતના ગાલમાં પડતા બારીક ખાડા, કનકના નિર્વિકારી પ્રેમોન્માદને વધારી રહ્યા છે. કુન્દની કોમળ છાતી, કનકની પ્રેમ ભીની છાતીમાં પવિત્ર ભાવે ચંપાઇને, અર્ધ વિકસિત નિતંબ દ્વયને ચગદી નાખવા માટે ધબકી રહી હોય તેમ કનકની નિર્વિકારી દૃષ્ટિ જોઇ રહી છે.

સ્મિત સુંદર કુન્દે પોતાના નિર્મળ નયન નિર્દોષ ભાવથી નયન નચાવ્યા. કનકનું હૃદય પ્રેમના પાથરણાં પર નૃત્ય કરી રહ્યું. કનકના હાથમાં કુન્દના હાથ આવ્યા. કુન્દે એક હાથ છોડાવી તે પોતાના

કનૈયાના કંઠમાં પરોવ્યો, કનકદેવે પણ છુટો પડેલો હાથ પોતાની ‘ રમ્ય રાધાના, ગળાને ફરતો રાખ્યો.

અહા ! એ કેવું સુંદર દશ્ય છે ! એક બીજાના ગળામાં નાખેલા હાથથી એ વિશુદ્ધ પ્રણય ભકતો કેવા દીપે છે ! આછા આછા યૌવનના સંચારથી અર્ધખીલી કુન્દકળીનો સ્પર્શ ઉછળતી યુવાની, અને “ પાપના પથે પળાવનારી ” એકાંત હોવા છતાં કનકના હૃદય-વદન કેવા નિર્વિકાર દેખાય છે ! ધન્ય હો !-નમન હો ! આવા વિશુદ્ધ, નિર્મળ, ને પ્રબળ પ્રણાયની સુંદર શૃંખલામાં બદ્ધ થયલા નિર્વિકારી અમૃત આત્માઓને ! !

આકાશ સદનના તારા દીપો બધા બુઝાઇ ગયા છે. એકજ રવિદેવ આકાશમાંથી પૃથ્વી તલપર તાકી રહ્યો છે. પવન દેવ, વાદળીઓને આમથી તેમ ધકેલી રહ્યો છે.

આનંદની અનુપ સાંકળ સાથે કનક અને કુન્દના જીવનની કડીઓ મળી રહી છે. એ ઉભય પ્રેમ રસિકાત્માઓનાં હૃદય, પ્રણયનાં પ્રતાપી ભાર તળે દબાઇ રહ્યા છે. લતામંડપની ચારે બાજુઓએ ઉભયને ઘેરી લીધા છે. પ્રણય પુજારીઓના જ્વલંત જીગરમાં પ્રેમદેવે પોતાનો પવિત્ર પગ ચોંટાડ્યો છે. ઉભયનાં નેત્રે નેત્ર મળતા જાય છે, વિશ્વભરની વિમળ વિશ્વવાટિકાના એ ‘કુસુમદ્વય’ની કળિઓ, ઉઘડીને તે પ્રેમ સુર્ય પ્રતિ તાકી રહી છે.

એકાંત છે—આજુબાજુ કોઇ નથી. કનક, કુન્દના દેહપ્રતિ વિકાર દૃષ્ટિ ફેંકે તો તેને અટકાવનાર કોણ છે ? પણ કનકનો આત્મા સંસ્કારી છે. સન્જાતિનો પવિત્ર ભણકાર તેના કર્ણ પ્રાંતમાં ગાજી

રહ્યો છે. તેનું હૃદય વિશુદ્ધ છે, તેનાં નયન પવિત્ર છે. સોળ વર્ષનો સંસ્કારી કનક, જો પાપના પંથે વળે–તેની આંખના ખુણામાં વિકાર વમળનાં છાંટણાં ઉડે; તો દરીયો માઝા મૂકે, બ્રહ્માંડ તૂટી જાય, ને ત્રિલોક ઉપડી ઉપડી પડવાના–વિનાશના કારમા કડાકા થાય !

પ્રેમસીના સૌન્દર્ય નિરિક્ષણમાં કનકના હોઠ લાલ થયા. તેના પર પ્રેમ બિન્દુ ઠર્યા. એ પ્રેમ બિન્દુ, ચુંબન વૃષ્ટિ લાવે તે પહેલાં –ગજબ ! ગજબ !

એક ભયંકર ધ્રુજારા વચ્ચે એ ઉભયને ચમકાવીને જુદા પાડતી તે બાજુમાં થઈને સનનન કરતી પ્રસાર થતી એ ગોળી,–કયા નિર્દયના હાથની બંદુકમાંથી છુટી ?

(વધુ માટે વાંચો "દીવાન")



# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતા ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨) સચીત્ર
દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
સતિદ્રૌપદી સચીત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચીત્ર કીં. ૦-૧૦-૦
રાજકડીઆરો સંપૂર્ણ ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સતિસીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦-૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
વારાંગના કે દેવાંગના? ૦-૧૦-૦
બત્રીસપુતળીમાની જુદી જુદી
વાતો ૧ થી ૧૦ ભાગમાં સચીત્ર
દરેક ભાગની કીં. ૦-૮-૦
કામલત્તા સચાત્ર ૦-૮-૦
સમાજનો શીકાર ૦-૧૦-૦
સત્યવાદી હરિશ્ચંદ્રને તારામતી
ત્રીઅંકી નાટક સચીત્ર ૦-૧૦-૦

ચિતોડનો કરણ કી. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કી. ૦-૮-૦
રૂવિરાજનાં પદ સચિત્ર કી.
૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ (ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલમીજનોના યાને પરીવર્તન
સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચંદ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦
બોડાણો ભાગ ૧-૨ સચીત્ર
દરેક ભાગના ૦-૧૦-૦
પવિત્ર કુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૮-૦
" મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કી. ૦-૮-૦
ઝેરી ઝવેરી સચિત્ર કી. ૦-૧૦-૦
એક જ પૈસો સચિત્ર કીં. ૦-૮-૦
ભક્તશીરોમણી પાનાં ૨૫૬
કીં. ૦-૧૦-૦
પવિત્ર લીલાવતી (હરીગીતમાં)
૦-૮-૦

સતીતારામતીવાર્તામાં સચિત્ર ૦-૧૦-૦
કોણચાલાક? સચિત્ર ૦-૧૦-૦
ખુનીની ખોપરી ... ૦-૮-૦
વિષનો વરસાદ ... ૦-૮-૦
પાપનું પડીકું ... ૦-૮-૦
જગતનો જાદુગર ... ૦-૮-૦
શવાશેરની શોધમાં ...૦-૮-૦
ડાકટર દૈત્ય ... ૦-૮-૦
કપટ શીંહ ... ૦-૬-૦
ભેદી મુડદું ... ૦-૪-૦
સોળવરસની સતી ...૦-૮-૦
મેના શેઠાણી ૦-૬-૦
સતિ તેજબા ૦-૬-૦
બરાસ કસ્તુરી ૦-૮-૦
ગજરામારૂ ૦-૮-૦
સદેવંતઅનેસાવલીંગા૦-૮-૦
ગુલબંકાવલી ૦-૮-૦
બત્રીસ પુતળી સંપુર્ણ ૨-૮-૦
સાડાત્રણ ભાઇબંધ ૦-૮-૦
ભયંકર ભુતાવળી ૦-૬-૦
ડીટેકટીવ કે દેવ ? ૦-૮-૦
ભજનસાગર ૦-૮-૦
ભજન ભંડાર ૦-૮-૦
કૃષ્ણ સુદામા સચિત્ર ૦-૧૦-૦
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઇથી શીખવાનું સાધનકી.૧-૮-૦
સચિત્ર કોકશાસ્ત્ર કી. ૧-૮-૦
હુન્નર પ્રકાશ કી. ૨-૦-૦
રસીક ધોળ પદ કી. ૧-૪-૦
શુદ્ધ કાવ્ય દોહન૧ થી ૫ ભાગ કી. ૨-૦-૦
સુડા બહોતેરી કી. ૨ ૦-૦
ગીરધરકૃતરામાયણકી.૩-૦-૦
તુલસી કૃતરામાયણકી.૬-૦-૦
પૈસા કેમ કમાવા ? (વ્યાપારી તાલીમ શીખવનારૂ સર્વોત્તમ પુસ્તક ) ૧-૮-૦
સ્વામીદયાનંદનું જીવન ચરિત્ર કી. ૨-૦-૦
નઝીર કી. ૧-૦-૦
પંચીકરણ કી. ૨-૦-૦
મોટી ગાયનમાળા બાર ભાગ કી. ૦-૧૨-૦
" " આઠ ભાગ કી. ૦-૮-૦
" " છ ભાગ કી. ૦-૪-૦
મહાભારથ વલ્લભ વ્યાસનું કી. ૬-૦-૦
વિવેકાનંદનું જીવન ચરિત્ર સચીત્ર કી. ૩-૪-૦
સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર ૨-૮-૦

સચિત્ર મીરાબાઇ ૧ લો ૦—૧૦
,, ,, ૨ જો ૦—૧૦
સચિત્ર મદાલસા ચરિત્ર ૦—૧૨
સચિત્ર ડાકુની દીકરી ૦—૮
પ્રપંચી પતિવ્રતા યાને
બે બો ભરથાર ૦—૪
ડાહ્યો કે દીવાનો ૦—૩
સચિત્ર મહા સતી દમયંતી ૦—૬
શ્રી સતિસુલસા સચિત્ર ૦—૪
ખુબ સુરત માયનો ૦—૬
બાદશાહ બીરબલ ૦—૮
લાલ દીવો ૦—૮
પવિત્ર કુમાર સચિત્ર ૦—૧૦
ખુબસુરત બલા ૦—૧૪
સચિત્ર સત્યવાન સાવિત્રી ને
સિદ્ધરાજ અને જસમા ઓડણ ૦—૮
ભયંકર ભુતાવળીનો
ગેબી ચમત્કાર ૦—૮
સચિત્ર સત્સંગ ભજનાવલી
ગ્લેજ કાગળ—પાકુ પુંઠું
સોનેરી બાયન્ડીંગ, ૧—૮
ઓખાહરણ ૦—૬
એકાદશીની કથા ૧—૬
સચિત્ર રામલીલા ભા. ૧લો ૦—૧૦
,, ,, ૨ જો. ૦—૧૦
બે ભાગ ભેગા ૧—૪

સચિત્ર મોટું તુલસીકૃત
રામાયણ ૬—૦
ગીરધર કૃત રામાયણ ૪—૦
શુદ્ધ કાવ્ય દોહન ૧—૫ ભાગ ૧—૮
સુકા બહેનેરી ૧—૮
ગુજરાતી ભાષાનું પંચીકરણ ૧—૮
શોભના યાને સુધામય
સંસાર ૦—૬
સચિત્ર પિચાશ પ્રતિમા યાને
ભક્ષક કે રક્ષક ? ૦—૮
ચંડીપાઠ સટીક ૧—૧૨
પંચરત્ન ગીતા ૧—૨
સચિત્ર સત્યનારાયણની કથા ૦—૪
(બે ચિત્રો સાથે)
પ્રિતમની વાણી ૦—૧૨
બૃહત્ ઈંદ્રજાળ ૦—૧૨
એકાદશીની કથા પાની ૧—૮
,, ચોપડી ૦—૧૨
ગરૂડ પુરાણ પાનામાં ૨—૦
ગરૂડ પુરાણ (ગુજરાતીમાં) ૦—૧૨
અષ્ટાધ્યાયી રૂદરી સટીક ૦—૧૨
જાદુઈ ફાનસ ૦—૮
સુવાસીની સરલા ૦—૧૨

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ**

પુસ્તકો વેચનાર-અમદાવાદ.

| | |
|---|---|
| સદેવંત સાવળીંગા સચિત્ર ૦-૧૦-૦ | પંચીકરણ ગુજરાતી ૧-૮-૦ |
| ન્યુ ખુબસુરત ગાયન માળા સચિત્ર ૦-૮-૦ | ભાગત મોટું સચિત્ર કી. ૬-૦-૦ |
| મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૧-૧૨-૦ | શુદ્ધ કાવ્ય દોહન ૧ થી ૫ ભાગ કી. ૧-૮-૦ |
| વિજયા વિજય સચિત્ર ૦-૧૦-૦ | તુલસી કૃત રામાયણ (સચિત્ર) ૬-૦-૦ |
| સુદામાજી સચિત્ર ૦-૧૦-૦ | છેલની વારતા ૦-૧૨-૦ |
| દયાની દેવી સચિત્ર કી ૦-૬-૦ | સત સમાજ ભજનાવલી સચિત્ર કી, ૧-૭-૦ |
| લવંગ કુમારી ભાગ ૧-૨ દરેકના ૦-૮-૦ | બીરબલબાદશાહ મોટું પાકું પુઠું કી-૨-૦-૦ |
| નળ દમયંતી સચિત્ર ૦-૧૦-૦ | શોભના " સચિત્ર ૦-૬-૦ |
| વિવેકાનંદજીવન સચિત્ર ૩-૪-૦ | પંચરત્નગીતા ૧-૧-૦ |

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક
મળવાનું સ્થળઃ—

**રણછોડલાલ મોતીલાલ શાહ.**

રીચીરોડ—અમદાવાદ.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

હાલમાં અમોએ સારાં, સસ્તાં અને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે આપ આપનું નામ નોધાવશો તો છપાતાં નવાં પુસ્તકો જણાવતા રહીશું.

## ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળ.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારાં સારા સસ્તાં ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

## પુસ્તકોવેચનાર વ્યાપારીઓને સુચના.

## બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ–અમદાવાદ.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨) સચીત્ર
દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
સચીત્ર સતિદ્રૌપદી ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચીત્ર કીં. ૦-૧૦-૦
રાજકઠીઆરો સંપૂર્ણ ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સાતસીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦-૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
વારાંગના કે દેવાંગના? ૦-૧૦-૦
બત્રીસ પુતળીમાની જુદી જુદી
વાતો ૧ થી ૧૦ ભાગમાં સચીત્ર
દરેક ભાગની કી. ૦ ૮-૦
બત્રીસ પુતળી સંપૂર્ણ
સોનેરી બાઇડીંગ ૩-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦

સમાજનો શીકાર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કી. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કી. ૦-૮-૦
રૂપિરાજનાંપદ સચિત્ર ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળા
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલમીજનેતા ૦-૬-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચંદ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦
બોડાણો ભાગ ૧૨ સચીત્ર
દરેક ભાગના ૦-૧૦-૦
પવિત્ર કુમાર સચીત્ર ૦-૧૦-૦
પવિત્રતાનો પ્રતાપ ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૮-૦
" મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશીરોમણી પાનાં ૧૯૨
કી. ૦-૮-૦
ઝેરી ઝવેરી સચિત્ર કી. ૦-૧૦-૦
એકજ પૈસો સચિત્ર કીં. ૦-૮-૦
ભક્તશીરોમણી પાનાં ૨૫૬
કીં. ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ

પુસ્તકો વેચનાર-રીચીરોડ અમદાવાદ.

# દીવાન.

( વાંચો ) સચિત્ર "પતિવ્રતાનો પ્રતાપ" કી ૦-૧૦-૦



(વાંચો સચિત્ર પવિત્ર કેમર ભાગ ૨ જો કી ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.
રીચીરોડ અમદાવાદ.